# સંગીતધ્વનિ

## ( પ્રથમધ્વનિ )

રચનાર અને પ્રકાશક,

મણિભાઈ હરિભાઈ દેશાઈ

હાલર—વાયા વલસાડ

" સંગીતોથી રસરેલી
શોધ્યું દ્વાર ફરી ફરી. "

( હૃદયપુષ્પાંજલિ )

સંવત ૧૯૭૫ ઈ. સ. ૧૯૧૯

( પ્રથમાવૃત્તિ, પ્રત ૫૦૦ )

કિમ્મત રૂ. ૨-૦-૦

# નિવેદન

ઈશ્વરદત્ત પલે ધ્વનિ તો સંભળાય છે; પણ દુર્લક્ષ્ય, ક્યાં તો ત્હેની સંકલનાને ખણ્ડિત કરે છે કે ક્યાં તો ત્હેને સદાને માટેયે શમાવી દે છે. અને પછી તે ફિટ્ગારો સ્ફુરતા નથી. આથી ત્હેનો સમષ્ટિમાંથી સર્વાંશે લય થયો નથી; પણ યોગ્યકાલે, તે સ્થિતિમાં આવેલું કોઈ નવીન પાત્ર—કદાચિત્ વિશેષ વિશુદ્ધ અને પરિણામે અનુ-કૂલ પણ હોય તે, આ વિચારોનું નાદયન્ત્ર* બને છે.

સ્વાનુભવ એ સર્વાનુભવ છે એમ કદાચિત્ સંકુચિત અપેક્ષાથી ન ગણીએ, તોયે એટલું તો માન્ય કરવું પડે છે કે પ્રત્યેક મનુષ્યનો અંગદ વિચાર અને અનુભવ, તે સ્થિતિ માટે તો, જગતનેયે સમાન જ રહેવાનો. અને એથીયે વિશેષ સૂક્ષ્મ સૃષ્ટિમાં આત્મગુઞ્જન—અને તે પણ શુદ્ધ હૃદયનું આત્મપ્રતિધ્વનિસ્વરુપ, કોઈ પણ કાલે સતથી અસમાન્તર થયું નથી. પછી ત્હેને પ્રત્યેકની વિચિત્રતા કે નવીનતા કહો તેથી મૂલ સતમાં ન્યૂનતા કે વૃદ્ધિ થતી નથી.

---

* 'સંગીત' થી મળેલા લાભથી જગતને વિમુખ રાખવું એ વિશ્વદ્રોહ ગણાય, અને વ્યક્તિત્વ તે લાભ મ્હને જ એકને મળ્યો છે એમ માની લેવું એ પણ એક પ્રકારની ધૃષ્ટતા જ લેખાય. ત્યારે એવા 'સંગીત'ના ધ્વનિ' રુપે 'નાદયન્ત્ર' બનવું એ જ મ્હને તો યોગ્ય લાગે છે.

આત્માનું ' સંગીત ' જગતમાં ચિર છે; અને ' ધ્વનિ ' એ મૂલની જ પ્રતિચ્છાયા. પણ પ્રવૃત્તિનાં મનુષ્યો એ દ્રવ્ય સાથે ન જ શમાવી શકે. તત્વના સંશોધન સમયે એકાગ્રતા એ ' સંગીતધ્વનિ ' ને પ્રકાશવાનું કારણ; અને એ જ સ્થિતિમાં એને સ્હમજવું એ જ્ઞાનનું ઉદ્દીપન અઙ્ગ; પછી તે કેવળ પોતાના વિચાર છે એમ જાણી ત્હેનો ત્યાગ કરવો એ તો સત્યની સૌન્દર્ય્ય મૂર્તિને હાથમાંથી જતી કરવી એમ થયું. અને વખત જતાં એ સુન્દરીની સાથે અન્ય મનુષ્ય વિહાર કરે ત્યારે ક્ષોભ પામવો એ સ્વદોષ જ ગણાય. આથી જગતમાં પ્રકારનો નિષેધ થતો નથી. કિંવા કરી શકાય એમ નથી, પણ મૂલમાંયે ભિન્નતા માની લેવી એ બુદ્ધિશૂન્યતા જ લેખાય. પગની પાની ન્હાની અને ચોરસ કરવાનો ચીનનો ચાલ, કટીને પાતળી બનાવવાની યુરોપી પ્રજાની પ્રથા, અને એવી જ પ્રત્યેક દેશની સૌન્દર્ય્યને અનુભવવાની અને અનુભવમાં મૂકવાની વિધવિધ ચેષ્ટા એ પ્રકારની જ ભિન્નતા થઈ. આ રીતે 'સંગીતધ્વનિ' એ પ્રકારની ભિન્નતાથી દોષિત હોય તો એ માટે કવિએ કશું કહેવાનું નથી. તત્વજ્ઞાનવિષયે આ પૂર્તિ આપ્યા પછી સાહિત્યદૃષ્ટિથી કાવ્યઅઙ્ગ એ કેટલું શ્રેષ્ઠ છે, અને ભવિષ્યમાં ઉભય દૃષ્ટિથી એની યોગ્યતા આંકવી એ કવિનું નહિ પણ વાચકવર્ગનું કર્ત્તવ્ય છે. તોયે ' દિવ્યતત્વ ' પાસે કવિ એટલું કહાવી શકશે કેઃ—

' સંગીતસુરો નહિ વ્યર્થ, ત્હમાં
રહી સત્યની દિવ્ય ઉંડી ગુહા છે. '

---

# પ્રથમધ્વનિ પ્રવેશક

ગર્ભમાં પ્રવેશ કર્યા પૂર્વેએ, ત્હેના મૂલ અને પોષણરુપ તત્વો જગતમાં હોવાં જ જોઇએ કે જેમાંથી આત્માની, સ્થૂલ દેહસઃ સ્થિતિ સંભવે. પણ **નાસ્તિવાદને** પ્રથમ માન આપી, ત્હેમાં સત્‌નું '**સંશોધન**'–અને તે પણ '**વિવેક**'થી એ તો ચિર હૃદયગ્રાહ્ય રહેવાનું. અને ઉત્તરોત્તર ક્રમથી '**તત્વભ્રમ**' ઉત્પન્ન કરી, '**અનીશ–ઇશભેદ**' બતાવી, '**નિર્ણય**' કરવો. એ જ સાહજિક વહનને અતિશય સહાય્યક ગણાય.

આ માટે '**સંગીતધ્વનિ**' વાર્તારુપે ગોઠવ્યા પછી, '**પથિક**' પાસે 'જગ અનુભવદ્વારે સરી જતા' સ્વરોથી તત્વજ્ઞાનની સંકલના, જેટલી અનુભવપૂર્ણ તેટલી જ સ્વાભાવિક, ગુંથાવી છે.

કાવ્ય લખાતું હતું તે વખતે, વિસ્તૃત ટીકા લખવાનો મ્હારો જરાયે વિચાર ન હતો; પણ કેટલાક શિષ્ટ લેખકોનેયે કેવલ કાવ્યનુંયે વાંચન અતિશય કઠિન જણાયું; અને એ માટે સંપૂર્ણ ટીકાની ત્હેમની ભલામણ અનિવાર્ય્ય હતી. મ્હને પણ એમ જ લાગ્યું કે, '**સ્નેહમુદ્રા**' જેવાં સાહિત્ય અને જ્ઞાનનાં પુસ્તકો, ગુર્જર સાહિત્યમાં ટીકાવિના અપૂર્ણ જ રહ્યાં.

કવિના સંપૂર્ણ ભાવો, કવિની પોતાની વિસ્તૃત ટીકાવિના, ત્હેનાં કાવ્યમાંથી સ્હમજવા, એ મહાકવિ સિવાય અન્યને માટે તો હું

અશક્ય જ ગણીશ. કોઇક વખત સ્વકલ્પનાથી **રૂપકઅર્કો**, કોઇક વખત વહનમાં જ **સ્વાભાવોક્તિથી**, કોઇક વખત ગૂઢાર્થ કે **અન્યોક્તિમાં** ભાવનું આરોપણાદિ કવિની જ મનોમય ચેષ્ટા, કેટલાક અપવાદવિના, વાચકવર્ગ સંપૂર્ણપણે સ્હમજી શકે એતો તદ્દન અસમ્ભવિત. આ સ્થિતિમાં કાવ્યને, વિસ્તૃત ટીકાવિના, અદ્ધર લટતું છોડી દેવું એ તો કાવ્યના ઉદ્દેશને જ નષ્ટ કરવાનો પ્રયત્ન કુહેવાય.

'વેદો,' 'ઉપનિષદો,' 'ગીતા,' આદિ અધ્યાત્મિક ગ્રન્થો વિવેચનવિનાયે ઉકલે; '**મેઘદૂત**' નું વાંચન ટીકાવિનાયે સ્હમજાય; 'ગીતગોવિન્દ' નો રસાનુભવ વાંચનથીયે થાય; પણ એટલું તો કુહેવાનું રહે છે કે, ત્હેના મૂલ કર્ત્તાઓએ જો તે ઉપર સંપૂર્ણ ટીકા લખી હોત તો, ત્હેના ભાવો વિશેષ વિશાલરુપમાં ઝીલાતે એ નિઃસંદેહ. આજે તો ત્હેને ઘણાં વર્ષો થયાં, એટલે જૂદી જૂદી દૃષ્ટિથી તે ઉપર જોઇએ તેવું અવલોકન થઇ શક્યું; પણ 'ગીતાંજલિ' ને તેવો અવકાશ મળ્યો નથી એટલે ત્યાં સૂધી તો કવિ છતાંયે તે અપૂર્ણ જ. આ વિચાર ટીકામાં કારણભૂત અર્કો હતો અને ત્હેને યથાશક્તિ પૂર્ણ કરવા પ્રયાસ કર્યો છે.

કેટલીક વખત એવું પણ થાય છે કે, પ્રેરિત કાવ્યના ભાવો, કર્ત્તાની સ્થિતિમાંથી ઉતર્યા પછી, કવિને પોતાનેયે સ્હમજાતા નથી. એટલું જ નહિ પણ જેટલા ભાવોથી એક કાવ્ય ગુંથાયું હોય છે કિંવા ગુંથતી વખત કવિની જેટલા ભાવો'પર દૃષ્ટિ હોય છે તે સર્વે, કાવ્યના સામાન્ય વાંચનથી ફલિત ન થવાની.

'આત્મનિમજ્જન' કર્ત્તાની વિસ્તૃત ટીકાથી મૂલથીયે વિશેષ પ્રકાસ્યું. આ સિવાય બીજા કેટલાક ઉદ્દેશ ધ્યાનમાં લેતાં, 'પ્રથમ-ધ્વનિ'ની વિસ્તૃત ટીકા જાતે જ* લખવાનું બન્યું. આથી કેટલીક જગ્યાએ અર્થગૌરવ અને શબ્દશક્તિ મૂલ હેતુથીયે વિશેષ ખીલી છે, પણ તે સાથે એટલુંયે જણાવવું પડશે કે, ક્યાંક ભાવો હૃદયમાં જ શમ્યા છે, અને ટીકા પણ ત્હેને વિસ્તારી શકી નથી. યોગ્ય હૃદય તેવા ભાવો ટીકાના દોષથીયે સ્હમજશે એવી આશા છે.

ક્યાંક તત્વનું વિવેચન સરલ શબ્દોમાં થઈ શક્યું છે, અને ક્યાંક કઠિનતા આવી છે. ટીકામાંયે, યોગ્ય લાગ્યું તે પ્રમાણે, કેટલીક વખત માત્ર સૂચનથી જ, ક્યાંક તત્વજ્ઞાનની સ્પષ્ટતા સાચવી, અને કોઇક વખત કાવ્યઅંશે ત્હેનું વિવેચન કર્યું છે.

અન્તર્ભાવપ્રેરિત કાવ્યો ટુંકાં જ હોવાં જોઇએ એમ નથી, પણ તે ઘણી વખત ટુંકા હોય છે એ ખરૂં. 'મેઘદૂત' સહેજ મ્હોટું છે તેથી તે અન્તર્ભાવપ્રેરિત નથી એમ ન કહેવાય; અને 'પ્રથમધ્વનિ' યે આ જ કારણથી રાગધ્વનિ કાવ્ય હોવામાં દોષિત નથી; પણ એટલું તો કવિ માન્ય રાખે છે કે, ક્યાંક કલાનો પ્રયોગ થયો છે ખરો.

---

* એક સાક્ષરમિત્રે ટીકાનો ઉત્સાહ બતાવ્યો હતો પણ ઉપયુક્ત કારણોથી તેનો માનપૂર્વક અસ્વીકાર કરી જાતે જ ટીકા લખી.

કાવ્યઅર્કું ધ્વનિ શ્રેષ્ઠ છે; અને ધ્વનિથી જાગૃત થયેલો ભાવ હૃદયને આનન્દ આપે છે : પણ તત્વજ્ઞાન જેવા વિષયે આવો પ્રયત્ન અતિશય કઠિન હોય એતો નિર્વિવાદ. વહનને સ્વાભાવિક ગતિમાં મૂકી રસિકતા જાળવી રાખવી, અને તે સાથે વાચ્ય, વ્યંગ, ધ્વનિ અને તેથીયે વિશેષ અન્ય અંગદભાવ સર્વાંશે, કાવ્યમાં, ચાલુ રાખવો, એ કવિ તરિકેનો સંપૂર્ણ વિજય અને આત્માની સતત અને સબલ પ્રેરણાસિવાય, અશક્ય જ ગણાય.

'સ્નેહાઞ્જલિ' એ અર્પણનું નવીન આદર્શ છે. સ્વચરિત્રનો એટલો ભાગ કવિ સ્પષ્ટરીતે ઉકેલી શકે એમ નથી, નહિ તો વાચકને તે કેટલું રસિક લાગતે એ માપી શકાવું અશક્ય ! 'ઉદ્ઘાટન'માં ઉપોદ્ઘાતરુપે, સજીવધર્મારોપણથી મૂલ ભાવ ધ્વનિત રાખી કાવ્યઅર્કું રસિકતા જાળવવા પ્રયત્ન કર્યો છે. અને તે સાથે ક્રમસઃ અન્ય ધ્વનિનીયે સૂચના કરી, 'પ્રથમધ્વનિ'ના 'ઉદ્ઘાટન' પૂરતી સંકલના, મૂલ કાવ્યમાં, સંપૂર્ણપણે ઉત્તરોત્તર ફલિત થયેલી આગળ ઉપર જણાશે. 'અજ્ઞેય'થી શરૂ થતા પ્રથમ કાણ્ડથી, તત્વજ્ઞાનનું ગુંથન કેટલું સ્વાભાવિક અને હેતુપૂર્વક કર્યું છે, અને ત્હેને ધીમે ધીમે 'વિશ્વદર્શન', 'યોગી' આદિ અન્ય કાણ્ડોથી કેવી રીતે સંકલિત કર્યું છે; એ બધું આગળ ટીકાથી જ સ્પષ્ટ થતું જશે.

કાણ્ડની શરૂઆતમાં તે'પર થોડું વિવેચન–સંકલિત સૂચના કરી, પછીથી પ્રત્યેક શ્લોકને વિધિપૂર્વક સ્પષ્ટ કર્યો છે. શ્લોકમાં બનતાં

સુધા સંસ્કૃત અને પ્રચલિત વૃત્તનો જ પ્રયોગ કર્યો છે. આધુનિક સાહિત્યનું વલણ અને ભવિષ્યની ગણત્રીથી આ ઉદ્દેશ સ્વીકાર્યો છે; તોયે ક્યાંક 'હરિગીત', 'પ્રિયા' કે 'ચામર' અપવાદરુપે જ આવ્યા છે. ભાવનાના વહનનો નિરોધ ન કરવો એમ ધારીને જ 'હરિણી'માં સહજ છુટ લીધી છે.

અનુભવજન્ય સત્ય જગતને વિશેષ ગ્રાહ્ય છે, અને તત્વનું પ્રથમથી નિરૂપણ બુદ્ધિના વિકાસને સહાય્યક છે. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી, કવિએ, 'યોગી' સાથેનું પોતાનું મિલન અને એ પછીનું કથન, સંપૂર્ણ સ્વાનુભવની જ છાયા મૂકી છે. કુદરતનો સાહજિક ક્રમ લઇએ તો હેને કાવ્ય સર્વાંશે અનુકૂલ થશે. હવે પછીના ધ્વનિ-માં સર્વ સંકલનાનું પોષણ આપવા ઇચ્છા છે.

પોતાના અનુભવજન્ય વિચાર, કલ્પના કે સત્ય સિદ્ધાંતોને માટે, હેની પૂર્તિરુપે, કવિએ ધર્મ્મશાસ્ત્રોનાં પ્રમાણ, વિખ્યાત તત્વવેત્તાનાં વાક્યો કે કોઇક કવિના શ્લોકો આધાર માટે શોધવાનો કિંવા શોધી સ્થંભરુપ મૂકવાનો દુષ્પ્રયત્ન ક્યાંયે કર્યો નથી.* પણ પોતાના જ કથનથી પુનઃ પોષણ સંજ્ઞા મૂકી કર્યું છે; અને આ પૂર્વે કેવલ હૃદય અને બુદ્ધિવાદ સ્વીકાર્યો છે.

---

* અતિશય આવશ્યક જણાયું ત્યાં માત્ર બે ત્રણ જગ્યાએ, અપવા-દરુપે જ, હૃદયગ્રાહ્ય આધાર સહજ ટીકામાં લખ્યા છે.

'નિવેદન' માં ઝાંખી રુપરેખા દોરી, અને 'પ્રવેશક' થી કાવ્યનો માર્ગ ખૂલ્લો કર્યો. હવે અન્તમાં એટલું જ જણાવીશ કે, ઉપયુક્ત અનેક ભાવ ધ્યાનમાં રાખી, આત્મ 'સંગીત' ના સ્વરો, '**પ્રથમધ્વનિ**' એ

જેવા જેવા ઝીલાયા તે...વા
હૃદય ગ્રહી, ટવ્યા પ્રિય ઉરોસમીપે.

'**મસ્તમણિ**'

# અનુક્રમી

# પ્રથમધ્વનિ

## સ્નેહાઞ્જલિ

મન્દાક્રાન્તા—

**દેવિ! ન્હોતો જનમ ભૂમિએ આપણા બેયનો–હા!**
**ત્યારેયે જો! સ્થૂલ ન, સૂક્ષ્મે આપણે તો રહ્યાં'તાં**
**વિશ્વે–જેમાં પછી અવતર્યાં, ભિન્ન રૂપો ધરીને;**
**જૂદાં તોયે ઉર અધિક ત્યાં ખેંચતાં બેય જોડે.** ૧

---

**સ્નેહાઞ્જલિ**—પ્રિય હૃદયને સ્નેહનું અર્પણ.

કાવ્ય શ્લેષાર્થી છે, તે ટીકા અને વાંચનથી જણાશે. વાચ્ય, વ્યંગ, અને શુદ્ધ ધ્વનિ નહિ–પણ મનઃકલ્પિત ધ્વનિ અને વ્યંગની મધ્યસ્થિતિ એવા ભાવમાં ત્રણ ભેદ છે; એ મધ્યસ્થિતિમાં પણ એક ઝાંખો વિભાગ છે, એટલે કાવ્ય ભાવમાં જરા કિલષ્ટ બન્યું છે. વાચ્ય અને વ્યંગ સહજે સ્હમજાય એવા છે; અને તે સાથે કવિની પોતાની મનઃસૃષ્ટિમાં દાખલ થતાં કાવ્ય વિશેષ સ્પષ્ટ થઈ રસિક પણ બને છે. મધ્યસ્થભાવ સંપૂર્ણ કલ્પિત અને સવિશેષ અંગદ હોવાથી વાચકના ધ્યાનમાં તે આવવો અતિશય કઠિન છે.

પ્રત્યેક ધ્વનિની જૂદી જૂદી સ્નેહ–અઞ્જલિ આપવામાં આવી છે, તોપણ વસ્તુતઃ સંકલના સર્વમાં એક રીતે ચાલુ રાખી છે. '**પ્રથમધ્વનિ**'માં વસ્તુનો જ્યાંસુધી ઉલ્લેખ કરવામાં આવ્યો છે ત્યાંસુધી અર્પણ ચાલુ રહે છે; છતાં અન્ય ધ્વનિ માટે તે ત્યાંથી અ-પૂર્ણ સ્હમજવું.

(૧) કવિનો સ્નેહ પ્રિય હૃદયને અઞ્જલિરૂપે અર્પણ થાય એ સ્વાભાવિક છે. કવિ તેસાથેના પોતાના પૂર્વ સમ્બન્ધની સ્મૃતિ સતેજ કરે છે, અને વર્તમાનનનું ક્રમસઃ વર્ણન અપૂર્ણ રહે છે.

(૨) શુદ્ધ સ્વરુપ આત્મા અને સાત્વિક માયારુપ ત્હેની શક્તિ, એ વ્યંગાર્થનો વિષય છે. વ્યક્તિચૈતન્ય અને ત્હેનો ચૈતન્યઅંશરુપ જડ સાથે સમ્બન્ધ કેવો અને કેમ ? એ લક્ષણ છે.

માયાનો ભાવ કનિષ્ઠ લેવામાં આવે છે તેમ ન ગણતાં, કવિ ત્હેને આત્માની સાત્વિક શક્તિ માની, સ્વગુણની પોષક માને છે. એ માટે કવિનો ઉલ્લેખ જૂવોઃ—

માલિની—

> ન કદિ તુજવિના હ્યાં મુજ અસ્તિત્વ છે જો !
> રહી શકું ન જૂદું હું તુજ વિના કદાપિ.
> વિવિધ સુરસ રંગો જે પૂર્યાં મુજ અંગો—
> મૂલ રહી મમ શક્તિ, તોય તું સાધના છે. ૧
>
> પ્રથમ સ્વરુપ ન્હાનું, ત્યાંથી ફૂટી કલી હું
> અધિક અધિક વેષ્ટન તુજથી પામતાંમાં.

સ્વગુણ મમ અતિવ, શુભ તોયે બધા તે,
વિકસિત થઈ પુષ્પે, શોભતા ત્હારી સાથે. ૨
( દ્વિતીયધ્વનિ કુસુમ )

(૩) **અ**—કવિના પોતાના શુભ ( ધાર્મિક ) વિચારો અને તે સાથે ત્હેનો મનોસૃષ્ટિમાં મેળાપ એ કાવ્યમાં મધ્યસ્થભાવનું સહજ સૂચન છે. વિધિથી કાવ્યઅઙ્ગ તેરૂપે પૂર્ણ છે. **બ**—મધ્યસ્થભાવનો બીજો ઝાંખો વિભાગ પાડીએ તો કાણ્ડના સમૂહથી થયેલો '**પ્રથમ-ધ્વનિ**', અને ત્હેનો વસ્તુનિર્દેશ એ અઞ્જલિમાં સંક્ષિપ્ત સૂચન તરીકે મનોભાવનો વિશિષ્ટ અંશ છે.

શ્લોક ૧.

**દેવિ**—શક્તિપ્રતિ પ્રેમ, વિનયાદિ અનેક ભાવયુક્ત ઉદ્બોધન. પ્રથમ પંક્તિમાં 'જ્યારે' શબ્દ અધ્યાહૃત છે ત્હેની પૂર્તિ બીજી પંક્તિમાં 'ત્યારે' શબ્દથી થાય છે.

**ભૂમિએ**—સ્થૂલ સૃષ્ટિમાં.

**ત્યારેયે**—જો કે જગતમાં આપણે દૃશ્ય ન હતાં તેથી આપણું અસ્તિત્વ જ ન હતું એમ નહિ, પણ તે વખતે સુદ્ધાં.

**સ્થૂલ ન, સૂક્ષ્મે**—જડ સૃષ્ટિમાં દૃશ્ય નહિ પણ અદૃશ્ય સૃષ્ટિમાં તત્વરૂપે.

**અવતર્યાં**—આકારમાં જણાયાં.

**ભિન્ન રૂપો ધરીને**—મૂલ સ્વરૂપમાં એક છતાં, દેખીતાં જૂદાં રૂપો ધારણ કરીને.

**જૂદાં તોયે ઉર અધિક ત્યાં......**—રૂપ જૂદાં હતાં તેથી ભિન્નતા રહેવી જોઇએ એમ ન બનતાં, અંદર રહેલું શુદ્ધ સત્વ

**જાણી ના ત્યાં ઉભય હૃદયે પૂર્વની ઐક્યતાને,**
**પૂહેલાં તેથી તુજ મુજરુપે ભિન્નતા માની લીધી.**
**રૂહેતાં સાથે પરિચિત થયાં, ને રતિ જાગતી'તી;**
**ખેંચાયાં ત્યાં ઉભય સરખાં—તું વધુ પાસ આવી.** ૨

---

સમાન હોવાથી એક એકને 'અધિક' ખેંચતું હતું—કદાચિત્ ઉભયનું ઐક્ય કરાવવા અર્થે! 'જોડે' શબ્દનો ઐક્ય ધ્વનિ છે.

શ્લોક ૨.

**જાણી ના**—આકાર ધારણ કરતાં વિકારથી સ્મૃતિ ઝાંખી થઇ એટલે 'પૂર્વની ઐક્યતા' જો કે તાજી જ હતી તો પણ આપણે તે જાણી શક્યાં નહિ. 'જાણી ના' એ શબ્દથી થોડા વખતની વિસ્મૃતિ દર્શાવી છે–તે પણ કેવલ સ્થૂલ; અને તે સાથે 'પૂર્વની ઐક્યતા' હજી પણ હતી જ એ સૂચન છે.

**પૂહેલાં**—શરૂઆતમાં, અજ્ઞાન હતું ત્યારે.

**તેથી**—વિસ્મરણ થવાથી.

**તુજ મુજ**—જૂદાં જૂદાં રૂપ ધારણ કરવાથી અજ્ઞાનને લીધે 'હું' અને 'તું' એવો 'ભિન્નતા'નો ભાવ ઉદિત થયો હતો.

**માની લીધી**—વાસ્તવિક રીતે હતી નહિ પણ માત્ર અજ્ઞાનથી આપણે કલ્પી લીધી.

**રૂહેતાં સાથે પરિચિત થયાં**—સમ્બન્ધ ગાઢ હોવાથી તેમજ જગતમાં ઉભયને સાથે જ રૂહેવાનું બનતું હોવાથી ધીમે ધીમે એક એકનું જ્ઞાન થયું.

**મુગ્ધા જો કે હજીય તું હતી, તોય સ્ત્રીગુણ ત્હારા**
**તાજા તેવા, રસમય બધા, અંગમાં ભાસતા'તા;**
**ખીલી ત્યાં હું નવીન તુજ આ રૂપ ભેદુ ગણી, ને**
**ધાર્યું ત્યારે, 'ત્યજી જવું ત્હને સદ્ય છે ઈષ્ટ મ્હારે'.** ૩

---

રતિ—સ્નેહની આકર્ષણશક્તિ.

**ખેંચાયાં ત્યાં ઉભય સરખાં......**—જો કે ઉભયનું આકર્ષણ સમાન હતું તો પણ તું વધુ નજીક આવી. અહિં પુરુષનું દૃઢત્વ અને સ્ત્રીની કોમલતા કિંવા વિશેષ આકર્ષણનું સ્વાભાવિક લક્ષણ દર્શાવ્યું છે. આત્મા માયાપ્રતિ આકર્ષાય છે–અને તે પણ સમાન રીતે એવી કવિની માન્યતાનો અહિં ધ્વનિ છે. માયા આત્માપ્રતિ વધુ વિંટાતી જાય છે, એ ભાવે ગૂઢોક્તિનું રૂપ લીધું છે.

<u>શ્લોક ૩.</u>

**મુગ્ધા**—વાચ્યાર્થમાં સત્યરૂપે તું મુગ્ધા જ હતી. દાર્શનિક કલ્પનાઓ પણ હજી નવીનરૂપમાં સ્ફુરતી હતી–વિશેષ દૃઢ થઇ પ્રૌઢારૂપ બની ન હતી. '**પ્રથમધ્વનિ**'માં તત્વજ્ઞાન વિષયે કેવલ શરૂઆતજ હોવાથી તે રૂપે 'મુગ્ધા.' વળી માયાસાથેનો દૃશ્ય સમ્બન્ધ **પ્રથમજ** હોવાથી આત્મા ત્હેને 'મુગ્ધા' રૂપે જૂવે છે. કવિની આ માન્યતાને પ્રથમ ખણ્ડ—'**અજ્ઞેય**'માં શંકારૂપે નીચે પ્રમાણે નિવેદન કરી છેઃ—

વસન્તતિલકા—

ના કેમ આ સર્વ મ્હને પરિચિત લાગે,
ને દૃશ્ય આ નવીન સર્વ જણાયું ક્યાંથી ?

> પૂર્વે શું એ કદિ નહિ નયને નિહાળ્યું,
> ને આજ હું પ્રથમ આવું શું એહ જોવા ?
>
> શ્લો૦ ૧૩.

એનું '**તૃતિયધ્વનિ**'માં નિરાકરણ કર્યું છે.

**સ્ત્રી ગુણ**—Negative શક્તિ તરીકેનો ત્હારો પ્રભાવ, અને વિવિધ આકર્ષણો.

**નવીન**—પૂર્વે હતું તે કરતાં કંઇક વિશેષ થવાથી નવીનરુપે જણાતું.

**ભેદુ**—કદાચિત્ મ્હને છળવાને માટે આવો ગુપ્ત વેશ લીધો ન હોય એવી શંકાથી ત્હને 'ભેદુ' માની.

**ધાર્યું 'ત્યારે ત્યજી જવું ત્હને......**—આવી સંશયયુક્ત સ્થિતિમાં મનમાં એવો પણ વિચાર થયો કે, ત્હને મ્હારે તાત્કાલિક ત્યજી જવું એજ મ્હારે માટે યોગ્ય છે. વ્યંગાર્થમાં–આત્મા માયાને વિપરિત શક્તિ માની, મુક્તિ અર્થે, ત્હેનો તરત જ ત્યાગ કરવો એવા નિર્ણય પર આવે છે, અહિં વૈરાગ્યની ઉત્પત્તિ અને મૂલ કારણ સ્થાયીભાવ છે. મધ્યસ્થભાવમાં–કલ્પના એ નારીજાતિ છે, એટલે અત્યારસુધીનું વર્ણન કવિની મનોમય સ્થિતિનું ક્રમસઃ વર્ણન થયું. ધર્મની આ 'નવીન' જણાતી કલ્પનાઓને કવિ 'ભેદુ'–નાસ્તિકતા માની ડરે છે, અને ત્હેને સત્યની પ્રાપ્તિ માટે ત્યજી દેવી યોગ્ય ગણે છે.

કવિની ધર્મવિષયે અનેક વિચિત્ર માન્યતા અંધશ્રદ્ધા અને કહેવાતી આસ્તિકતા વિરુદ્ધ જણાય છે. '**તૃતિયધ્વનિ**'માંની આવી

એક કૃતિ નીચે મનન માટે આપી છેઃ—

ચંચળા છંદ—

તેજના મહોદધિમહિં ભર્યું સુવારિ આ
તેજથી પ્રકાશતું, સ્વવીચિએ વિરાજતાં.
ઊછળે અનેક રુપ, વારિ ભિન્ન ભિન્ન થઈ
ઊર્મિશિખરે ચ્હડી, ગતિ હજી ઉંચી કરી. ૧

ઉચ્ચ લ્હેરી કો'ક, ને ઘણીખરી નીચી બધી,
વારિ તોય એક છે, ન ભેદ મૂલમાં રતી.
દીપજ્યોતિ ભિન્ન છે, ન સૂર્યના પ્રકાશથી;
તરઙ્ગ તેમ ભિન્ન છે, ન વારિ સાગરે કદિ. ૨

મોજું એક લાગતું, સરી જતું ક્ષિતિજમાં,
મૂલ ત્યાંનું ત્યાં છતાં, જણાય દૃષ્ટિભેદમાં;
વા–વિકારથી થતી ગતિ દધિપટે, ખરે!
સૂક્ષ્મ ચક્ષુથી જણાય, ના કદિ બીજી રીતે. ૩

આ રીતે અનન્ત એક ઉદધિવિષે વસી,
ચિર ઊર્મિ ઉઠતી સ્વવારિથી ફરી ફરી.
ઉઠી એક દિશથી, બીજી દિશા સુધી ભમે.
તૃપ્તિ પામી રુપથી સ્વરુપમાં પછી શમે. ૪

ઉપજાતિ—

શમી પછી તે જલમાં મળે છે,
અગાધ તે સાગર જ્યોતિવાળા;
ના તેજ ઊર્મિ ફરીથી પ્રકાશે,
ના રુપ ત્હેનું જ ફરી બને ક્યાં ?! ૫

તે ઊર્મિ જે એક સમે હતી તે
ધારી સ્થિતિ નિજ ક્ષણિક, પાછી
ઉત્પત્તિસ્થાને લય પામતી, ને
અંશો બધા ભિન્ન થઈ જતા ત્યાં. ૬

ઊર્મિસ્થિતિ જે ક્ષણ ભાસતી'તી,
વિકાર વા સત્ય કહો ગમે તે,
તે તે સ્થિતિ લુપ્ત થતાં તત્ક્ષણ
ભેગી થતી સાગર–વારિ સાથે. ૭

ત્યાંથી પછી જૂથ જૂદું થતામાં,
ભેળાય જાતા ભિન્ન ભિન્ન થૈને
વારિકણો, જેથી બન્યું હતું, તે
સ્વરુપ જૂદું—રુપઉદધિમાં. ૮

જો ! તે કણો કેમ મળે ફરીથી,

**તેવે જો! કો' સૂચન કરતું અન્તરે, ગીતમિષે,**
**ને મ્હેં સુણ્યું સહુ ધૉરજથી—**
**શું પછી? તે તું જાણે.** ૪

---

જે ભિન્ન થૈ દૂર ગયા હતા તે?
હા! તે ક્ષણે ઉર્મિ બીજી થતી'તી;
ના, ના! કદિ રૂપ તે મૂલનું છે! ૯

અગાધમાં એક સ્વરૂપનાં, ને
સમાન આકર્ષણ ધારતાં જે,
તે ભિન્ન તત્વો સ્વઅનન્તતામાં
કો'દિ રહે ભિન્ન મળ્યા પછીએ? ૧૦

અનન્તતામાં મળી લીન થાતાં,
સ્વરૂપનું ઐક્ય ફરી શું થાય?
ના! તે કણો કા'દિ મળે ફરીથી—
જે દૃશ્ય તે જૂથ જૂદા જૂદાનાં. ૧૧

(જ્યોતિઃસાગર)

<u>શ્લોક ૪.</u>

**તેવે**—આ પ્રમાણે અયોગ્ય વૈરાગ્ય–કેમકે વૈરાગ્યનું સત્ય સ્વ-રૂપ મ્હને હજી સ્હમજાયું ન હતું, તે સ્થિતિમાં.

**કો'**—સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન હોવાથી ત્હેની પ્રતિભાને માટે આ વખતે 'કો' એમ કહેવું પડે છે.

**ગીત મિષે**—આંતરપ્રેરણાનું સ્વરુપ સંગીતની સાથે ઐક્ય પામ્યું તે રુપે. મધ્યસ્થભાવમાં હવે પછી આવનાર તત્વવિષય સંગીત-રુપે વર્ણવ્યો છે ત્હેનું સહજ સૂચન. 'ગીત' શબ્દથી ત્હેની સરલતા અને આનન્દ બતાવ્યો છે.

**ને મ્હેં સુણ્યું સહુ ધીરજથી**—આવી રીતે વારંવાર થતી અંતઃપ્રેરણાઓ મ્હેં શાન્તિથી ધ્યાનમાં લીધી.

**શું પછી? તે તું જાણે**—આ પ્રેરણાઓનું પરિણામ શું આવ્યું તે ત્હને કહેવાની જરુર નથી, કેમકે તે પછી ઉભયનો એક અનુભવ થયો.

'**દ્વિતીયધ્વનિ**'માં કાવ્યવિષય વિશેષ સ્પષ્ટ થતો ગયો છે; અને——થી દર્શાવેલો અધ્યાહૃત જે 'મ્હેં સુણ્યું સહુ ધીરજથી' ત્હેનો અનુભવથી પૂર્ણ છે.

ૐ

# ઉદ્ઘાટન

શાર્દૂલવિક્રીડિત—

**ભેદી કોષ અદૃશ્ય–જે કૃતિ કદિ ના શૂન્યથી ઉકલે,**
**જૂવે તે અવનિપ્રભા, ત્યજી હતી જે કોષમાં વ્યાપતી;**
**જે જે વર્ણ વિચિત્ર ગર્ભ દીસતા, તે તે બધા દૃશ્યમાં**
**દેખી મુગ્ધ થતું, નહિ સ્હમજતું, 'શું એ બધું સત્યમાં?'** ૧

---

**ઉદ્ઘાટન**—સ્પષ્ટ કરવું. પ્રસ્તુત કાવ્યવિષયને યથાર્થ સ્હમજાય એવા ઉદ્દેશથી શરૂઆતમાં 'ઉદ્ઘાટન' લખવું યોગ્ય ધાર્યું છે.

કાણ્ડ વિષય ત્રણ અન્યોક્તિથી રચિત છે. (૧) પ્રથમ **પંખીડું** કોષમાં હોય છે ત્યાંથી જન્મ પામે છે, અને અન્ય વિશેષ ઉચ્ચ સ્થિતિને માટે પુરુષાર્થ કરે છે. (૨) તે પુરુષાર્થના વર્ણનરૂપ **મેઘ** એ દ્વિતીય અન્યોક્તિ છે. માયામાં આત્માના સ્વચ્છન્દ સ્થિતિ અને અનુભવ સાથે કેટલાક ગૂઢ પ્રશ્નોનું ઝાખું સ્પષ્ટીકરણ તથા અન્તિમ સ્થિતિને અપૂર્ણ રાખી ત્હેના લીલા અકલિત છે, એમ સૂચન છે. (૩) **પ્રભાકીટ**ની તૃતિય અન્યોક્તિ તત્વજ્ઞાનના મૂલ સૂત્રને સ્પષ્ટ કરે છે. આગળની બે ઉક્તિનો વિષય આ ઉક્તિથી સમેટાય જાય છે. કાવ્યની રસિકતા સ્વભાવોક્તિ સાથે તત્વગુંથનમાં રહી છે. આત્માની ક્રમસઃ સ્થિતિ અને ગુણોનું વર્ણન બાજી વસ્તુ (પંખીડું, મેઘ, અને પ્રભાકીટ) વડે કરાવવામાં આવ્યું છે. આવાં વિવિધ આરોપણથી કાવ્યની ચમકૃતિ વિશેષ ખીલી છે.

**આલે ઉજ્જવલ કો' અધિક ભૂમિથી જ્યોતિ દ્વિરૂપે સજી**
**જોઈ, આશ વિશેષ ઉન્નતિવિષે વ્યાપી રતિથી, પછી**

---

શ્લોક ૧.

**ભેદી**—સ્વગતિથી માર્ગ કરી. આત્માનાં વિકાસક્રમનું, બલનું, અને ગતિનું શબ્દભાવથી સૂચન છે.

**કોષ**—ઈંડું; ગર્ભનું પોષણસ્થાન. વ્યંગાર્થમાં આનન્દમયકોષ શબ્દહેતુ છે. આનન્દમયકોષનો વિશેષ વિસ્તાર કરી, 'કોષ' શબ્દનો 'બ્રહ્માંડ' એવો અર્થ પણ ઘટાવી શકાય છે.

**જે કૃતિ કદિ ના શૂન્યથી ઉકલે**—વસ્તુતઃ 'કોષ અદૃશ્ય' અને તેમ છતાં ત્હેની રચના એવી છે કે, સ્થૂલદૃષ્ટિથી ત્હેનું પૃથક્કરણ થઈ શકે નહિ. ગર્ભિત હેતુ એવો પણ છે કે, એ 'કોષ' કિંવા બ્રહ્માંડની વ્યવસ્થા એટલી તો અગમ્ય છે કે **શૂન્યવાદ–જડવાદ** કિંવા **નાસ્તિક**વાદથી તે સ્પષ્ટ થઈ શકે એમ નથી.

**અવનિપ્રભા**—જગતનો દૃશ્યપ્રકાશ. **દૃશ્યમાં**–દૃશ્ય જગતમાં.

**મુગ્ધ થતું**—સમ્મોહ પામતું.

**'શું એ બધું સત્યમાં?'**—'ગર્ભમાં જે જે વિચિત્રવર્ણ દીસતા, તે તે દૃશ્ય જગતમાં' તેવાજ રૂપમાં જણાતાં શંકા થઇ કે. જગતમાં જે બધું દેખાય છે તે શું વાસ્તવિક સત્ય હશે કે કેવલ ભ્રાન્તિ? 'કોષ' માં ઘણો સમય રહેવાથી જગત્ ત્યાંનાં તત્વોની માત્ર છાયા તો નથી એવો સંદેહ પણ સૂચિત છે.

**જો! ઉડે નભ દિવ્યજ્યોતિરચિત-સ્વાનન્દ હેતુપ્રતિ,**
**મૂકી નિજ નિવાસ, ક્ષુદ્રરસનો, પાંખો પ્રસારી પૂરી. ૨**

---

શ્લોક ૨.

**આભે**—આકાશમાં; બ્રહ્મસ્વરુપની ઉચ્ચ ભૂમિકામાં.

**ઉજ્જવલ**—નિર્મલ અને તેજપૂર્ણ એવા એ ભાવો.

**કો'**—સ્થૂલ રીતે સૂર્યની છે એમ જણાય પણ ત્હેનો સ્વરુપ નિર્ણય થયો નથી જેથી 'કો' એમ લખ્યું છે. વ્યંગાર્થમાં-આનન્દ મયરૂપની જ્યોતિ અનિર્વચનીય હોવાથી ઉક્ત શબ્દ સાભિપ્રાય છે.

**આશ**—મુમુક્ષુતા. મૂલથી ઓછો થઈ છાયારુપે આવેલો પ્રકાશ પણ આટલો બધો આલ્હાદક લાગે છે તો 'ભૂમિથી અધિક જ્યોતિ' કેવી હશે એ માટેની ઉત્કંઠા-'આશ' પાછળ પુરુષાર્થમાં પરિણામે છે.

**ઉડે**—ઉપર પ્રમાણે 'દ્વિરુપ જ્યોતિ' પ્રતિ 'આશ' અને 'રતિ' ઉત્પન્ન થતાં ઉડવારુપી પુરુષાર્થ સહજે થયો.

**નભ**—આકાશ-કે જે 'દિવ્યં જ્યોતિરચિત' છે અને તેથી જ 'સ્વાનન્દ'નો હેતુ તે-પ્રતિ.

**મૂકી નિજ નિવાસ**—પોતાની જે સ્થિતિ છે તેથી વિશેષ આનન્દનું બીજું સ્થાન શોધવા માટે ત્હેને મૂકી.

**ક્ષુદ્ર રસનો**—સ્થૂલ સૃષ્ટિનાં સુખથી અધિક આનન્દ-કેવલ આનન્દપૂર્ણ એવાં સ્થાનની કલ્પના વા સત્યભાસથી 'નિજ નિવાસ ક્ષુદ્રરસનો' લાગતો.

**પાંખો પ્રસારી પૂરી**—બની શકે તેટલા સર્વ પ્રકારના પુરુષાર્થથી.

> **'વચ્ચે શ્રેણી નથી શું?' એવું વદતું તે પંખીડું ઉડતું**
> **ધારી ઉર અમોઘ આશ, બલથી. સોપાન એકે ચ્હડી,**
> **જૂવે તે નિજરૂપ ઉચ્ચ ગતિએ, બીજા પ્રતિ ઉડતાં,**
> **પાસે લક્ષ્ય વધુ વધુ ત્યમ થતાં; ચિન્તે પછી સંભ્રમે. ૩**

---

## શ્લોક ૩.

**'વચ્ચે શ્રેણી નથી શું ?'**—ઉડવામાં કેવલ પોતાના બલ ઉપર જ આધાર રાખવો પડતો હોવાથી વચ્ચે કોઇક 'શ્રેણી'–નિસરણી માટે તે જૂવે છે કે જેની સહાય્યથી પોતાના લક્ષ્યપ્રતિ તે જલદી અને થોડી મહેનતથી જઇ શકે. વંગ્યાર્થમાં–આત્મા–હવે કાંઇક અશુદ્ધિથી શ્લોક ૧ ની પ્રથમ પંક્તિમાં જણાવ્યા પ્રમાણે 'દોષ ભેદી' જીવરૂપ મનાયો છે. જો આ સર્વ શુદ્ધ આત્માનું વર્ણન હોય તો 'જૂવે', 'દેખી મુગ્ધ થતું', 'નહિ સ્હમજતું' આદિ ભાવસૂચક ક્રિયાપદોનો પ્રયોગ નિષ્પ્રયોજન થઇ પડે, પણ આ પુરુપાર્થ 'જીવ' ભાવનો છે. એ ધ્યાનમાં રાખવું. આથી પોતાના ઉડ્ડયનની સ્થિતિમાં કોઇકે ધર્મ્મના અવલમ્બન માટે તે જૂવે છે. નિર્ણય માટે કવિએ અત્રે ઉલ્લેખ કર્યો નથી પણ **'તત્વભ્રમ'**માં આવો સંપુર્ણ સત્યુક્ત કોઇ ધર્મ્મ નથી એ માન્યતા પ્રકાશમાં આવી છે. **'નથી એવો કોઇ પંથ જગતમાં સત્ય શીખવે.'**

**સોપાન**—આરોહણ; પગથીઉં. ઉડતાં ઉડતાં 'એક સોપાન ચ્હડી' કંઇક આગળની સ્થિતિએ જતાં 'ઉચ્ચ ગતિએ' તે 'નિજરૂપ' જૂવે છે; અને આ રીતે હજી વધારે ઉંચે ઉડતાં પોતાનું લક્ષ્ય વધુ પાસે થતું જાય છે એટલે

**ચિન્તે પછી સંભ્રમે**—જગતના સ્થૂલપટથી વિશેષ ઉપર જતાં

મન્દાક્રાન્તા—

**જો, જો! એવી વિવિધ રમતો ઉર આહ્લાદ અર્પે,**
**ને ખેંચે હા! દ્દગ નભભણી કૈંક કુતૂહલે તે;**
**ત્યાંથી બીજાં વધુ વધુ નવાં દ્દશ્ય દ્દષ્ટે પડે છે,**
**જોતાં ત્હેને પ્રણયનયને, ભેદ ઉંડો શીખાવે. ૪**

---

દ્દશ્ય જગત્ ત્હેને કંઈક નવીનરૂપે જણાય છે આથી પોતાની આ સ્થિતિનો ત્હેને ભ્રમ થાય છે.

## શ્લોક ૪.

**ઉર આહ્લાદ અર્પે**—પંખીની આવી વિવિધ પુરુષાર્થરૂપી રમત હૃદયને આનન્દ આપે છે.

**દ્દગ**—દૃષ્ટિ. અને ત્હેને ઉંચે ઉડતું જોતાં સ્વાભાવિક જ દૃષ્ટિ આકાશભણી 'કૈંક કુતૂહલે' પડે છે કિંવા તેવાં કૃત્યો સાહજિક આકાશ તરફ દૃષ્ટિ ખેંચે છે; અને પરિણામમાં તેવાંજ બીજાં વધુ દૃશ્યો ત્યાં નજરે પડે છે. અહિંથી 'મેઘ'ની અન્યોક્તિનું સન્ધાન થાય છે. આ સન્ધાન એવી તો સ્વાભાવિક અને મનોરમ રીતે થયું છે કે ગુપ્ત ભાવોને તેથી સવિશેષ પોષણ મળ્યું છે.

**જોતાં ત્હેને પ્રણયનયને**—આવી કૃતિઓનું સપ્રેમ સૂક્ષ્મ નિરિક્ષણ કરતાં જગતના ગૂઢ ભેદો આપોઆપ સ્પષ્ટ થાય છે.

"Throb thine with nature's throbbing breast,
And all is clear east to west."

EMERSON.

શાલિની—

> **ધારી ઉરે કો' ગતિને, સ્વચ્છન્દે**
> **ખેલે છે, જો ! તેહ વિશાલ વ્યોમે;**
> **ને દોડે તે વેગથી સૌ દિશામાં,**
> **જાણે કીધું નિજ અર્થે જ વ્યોમ !** ૫
>
> **ભેટે છે તે પ્રેમ-ભાનુ પ્રભાને,**
> **લાગે તેથી, કૃષ્ણ તોયે શરીરે,**

---

શ્લોક ૫.

**તેહ**—મેઘ. મેઘ શબ્દ ન મૂકતાં મેઘના ગુણોનું વર્ણન કરવામાં આવ્યું છે. જીવને પણ આ સર્વ ગુણો યથાર્થ લાગુ પડે છે.

**વિશાલ વ્યોમે**—અનન્ત બ્રહ્માંડમાં.

**સૌ દિશામાં**—અનેક વિષયોમાં જો કે વિષયનો અહિં અતિ મલિન ભાવ લીધો નથી.

**જાણે કીધું નિજ અર્થે**—જાણે પોતાના જ ઉપયોગને માટે આખું જગત બનાવ્યું ન હોય! આત્માની પોતાનીજ આ કૃતિ સ્વવિલાસ અર્થે છે છતાં અજ્ઞાનને લીધે જીવ તે જાણી શકતો નથી એવો ગર્ભિત હેતુ પણ ઉદ્બોધનમાં છે.

શ્લોક ૬.

**ભેટે છે તે પ્રેમ-ભાનુ**—મેઘ રવિરશ્મિને ભેટે છે કિંવા સૂર્યકિરણો ત્હેના ઉપર પડે છે. અહિં ઉભયનો પ્રેમ હોવાની કવિની

**જાણે ખીલ્યું હોયની હિમ્મત હેવી !**
**શોભી રહેતો શ્વેત, શુદ્ધ સ્વરુપે.** ૬

**આવી રીતે ખીલતો અર્કબિમ્બે;**
**ને જો ! ઢાંકે પેલી છાયા રવિને,**
**-એ છાયા ના અન્યની, છે વપુની-**
**લાગે તેથી તે તિમિરે ભરેલું.** ૭

---

કલ્પનાને સ્વભાવોક્તિથી પોષણ મળ્યું છે. વ્યંગાર્થમાં–જીવ ધીમે ધીમે પ્રેમ–ભક્તિના સંસર્ગમાં આવે છે.

**કૃષ્ણ**—શ્યામ; વિકારાદિ આવરણયુક્ત.

**શરીરે**—સ્થૂલરુપમાં; દેખાય છે તેવી સ્થિતિમાં.

**શોભી રહેતો શ્વેત, શુદ્ધ......**—મેઘનું મૂલરુપ બાષ્પ છે, અને તે શ્યામ નહિ પણ શ્વેત છે. એટલે સૂર્યનો પ્રકાશ વાદળી ઉપર પડતાં, જો કે પૂર્વે તે કાળી દેખાતી હતી પણ, હવે ત્હેના મૂલ શુદ્ધ સ્વરુપે શ્વેત જણાય છે. કાવ્યઅંગ ફલોત્પ્રેક્ષાસિદ્ધ–વિષયા છે. વ્યંગાર્થમાં—જીવમાં પ્રેમભાવના ઉદિત થતાં, વિકારાદિનું તેટલા વખત માટે શમન થાય છે એટલે જીવ મૂલ આત્મસ્વરુપમાં શુદ્ધ છે ત્હેની ઝાંખી થાય છે.

<u>શ્લોક ૭.</u>

**અર્કબિમ્બે**—સૂર્યના પ્રતિબિમ્બરુપ કિરણોથી. પ્રેમ એ ઉપમેય છે. આત્માના ગુણરુપ–પ્રેમને સંપૂર્ણ–રસમય આત્મા પણ ગણી શકાશે.

છોડી ત્યાંથી એ લીલા ફેરફેરી,
જો ! તે આવે વેગથી; શા નિમિત્તે ?
પામી જૂદાં હા ! પરિવર્તનો શાં !
ઝુકે ધીમે, ઉદધિના સલિલે. ૮

જોતો જોતો નિજ છાયા પડેલી,
—સ્નેહે જાણે ભેટતો હોય ઉરે,

---

**છાયા**—અજ્ઞાન.

**એ છાયા ના અન્યની......**—એટલામાં સુરજને એકાદ ન્હાની વાદળીએ ઢાંકી લીધો, 'તેથી તે (મેઘ–સ્થૂલરુપે) તિમિરે ભરેલો લાગે.' આ છાયા જે સૂર્યને ઢાંકે છે તે કોઇ બીજી અદૃશ્ય ચીજ નથી પણ વાદળી જ છે. વ્યંગાર્થમાં–માયા એ કોઈ દ્વૈત વસ્તુ નથી પણ આત્માનું જ અંગ છે. પૂર્વનું આરોપણ ચાલુ રાખીએ તો પ્રેમમાં મોહ થવાથી તે શુદ્ધ સ્વરુપ ઢાંકી લે છે પણ એ મોહસુદ્ધાં આત્માનો જ એકાદ ઉતરતો ગુણ છે એમ કવિ માને છે.

શ્લોક ૮.

**ફેરફેરી**—અત્યારસુધીનો ફેરફાર પોતાના ઉપર થયો પણ હવે તે ભોક્તારુપે અનુભવ લે છે.

**શા નિમિત્તે ?**—ખરૂં કારણ જાણવામાં ન હોવાથી.

**પરિવર્તનો**—થોડા વખતમાં અનેક ફેરફારો પામી.

જૂદી જૂદી ઉર્મિઓને રતિથી—
વારિના, જે રુપ સ્વ, સાગરે ત્યાં; ૯

ઉદધિના સલિલે—પોતાની ગતિમાં સાગર ઉપરથી જતાં ત્હેની નીલ છાયા જલપટમાં પડે છે. ' ચુમ્બે ધીમે ' એ ફલોત્પ્રેક્ષા-અસિદ્ધવિષયા છે. વ્યંગાર્થમાં—તે અનન્ત બ્રહ્મ-સાગર રસનું જીવ અનેક પરિવર્તન પામી કોઈ વખત પાન કરે છે.

શ્લોક ૯.

**નિજ છાયા**—પોતાનું પ્રતિબિમ્બ જે સાગરમાં પડ્યું છે તે. વ્યંગાર્થમાં—જગત-સંસારને સાગરરુપે અહિં વર્ણવ્યો છે. ત્હેમાં જેટલી ચીજો છે તે બધાં આત્માનાં જ પ્રતિબિમ્બો છે, એ કવિની માન્યતાનું અહિં આરોપણ છે.

**સ્નેહે જાણે ભેટતો હોય ઉરે**—મેઘની છાયા સમુદ્રમાં યથાર્થ પડેલી તેથી ત્હેમાં ઉઠતી ' જૂદી જૂદી ઉર્મિઓને ' જાણે પ્રેમથી હૃદય-પટમાં પેસી મેઘ ભેટતો ન હોય એવી ઉત્પ્રેક્ષા છે. શ્રૃંગાર વ્યભિચારી ભાવ છે.

**વારિના, જે રુપ સ્વ, સાગરે ત્યાં**—સમુદ્ર જલતત્વથી પૂર્ણ છે, જે જલ મેઘનું જ બીજું રુપ છે. વધુ ઠંડીથી વરસાદરુપે નીચે આવી મેઘ નદીની સહાય્યથી સમુદ્રમાં જાય છે, જેમાં મેઘ, નદી, સમુદ્ર, જલાધિ સર્વ એક તત્વનાં જ રુપાન્તરો છે, વ્યંગાર્થમાં-આ રીતે જગતના સર્વ દ્રવ્યો પણ આત્મતત્વના જ રુપાન્તરો છે, અને તે (આત્મા-વિકારથી જણાતા જીવભાવમાં ) પોતાનાં રુપને જ-

**જો, જો ! એવી રીત ક્ષિતિજ પૂહોંચ્યો,**
**ને ત્યાંથીયે દૂર જાતો દીસે એ;**
**નીચે આવી ત્યાંથી ઉંચો ચ્હડે છે,**
**લીલા એવી કેમ કો'થી કળાય ? !** ૧૦

---

' જૂદી જૂદી ઉર્મિઓને, રતિથી ' ભેટી અનેકરુપે આનન્દ લે છે.

શ્લોક ૧૦.

શ્લોક ૯-૧૦ કલાપક છે. શ્લોક ૯ માં ' મેઘ ' કર્ત્તારૂપે અધ્યાહૃત છે, પણ ત્હેની ક્રિયા શ્લોક ૧૦માં ' પૂહોંચ્યો ' શબ્દથી દર્શાવાય છે. વચ્ચેની પંક્તિઓ સહાય્યક અઙ્ગરુપે છે.

**જો, જો ! એવી ક્ષિતિજ**......વ્યંગાર્થમાં-જીવ આ પ્રમાણે સંસારમાં અનેક ચેષ્ટાઓ કરી મૃત્યુના દ્વાર ( **ક્ષિતિજ** ) સુધી પૂહોંચ્યો. આમાં પૂર્વે જણાવ્યું તે યાદ રાખવું કે, આત્મા મરણરહિત, અજર, અમર અને અજન્મા હોવા છતાં કેવલ **જીવ**ભાવમાં સ્થૂલ-દૃષ્ટિથી મરણ એવું જણાય છે. **ક્ષિતિજ**—સ્થાયી ભાવના પોષણ માટે આ શબ્દ અતિશય યોગ્ય છે. વાચ્યાર્થમાં જેવી રીતે 'ક્ષિતિજ' એ કેવલ દૃષ્ટિની જ મર્યાદા છે તેમ વ્યંગાર્થમાં પણ મૃત્યુ સ્થૂલ રીતે મર્યાદા જણાય છે પણ ત્હેની પેલીપાર કાંઇક બીજી વસ્તુ હોવી ઉભયમાં શક્ય છે. આ ભાવને દ્વિતીય પંક્તિમાં પોષ્યો છે.

**ને ત્યાંથીયે દૂર જાતો**......—મેઘ ' ક્ષિતિજ ' સુધી ગતિ કરતો જણાય છે અને ત્યાંથી વધુ આપણી દૃષ્ટિ જઈ શકતી નથી, તોપણ

શિખરિણી—

**ઘણાં એવાં ચિત્રો સ્મરણપર નિત્યે સુહવતાં,**
**અને સ્મૃતિ નીચે પછી, ક્ષણિક પાછાં સગી જતાં,**
**યદિ ઝાંખી ત્હેની હૃદય મમ જાગૃત કરતી,**
**નવાં બીજાં ચિત્રો પ્રતિ પછીથી તે પ્રેરતી હતી. ૧૧**

---

ત્હેની ગતિ તેવી જ હોવાથી એટલી કલ્પના તો થઈ શકે છે કે તે હજી વધુ દૂર કોઇક જગ્યાએ જાય છે. વ્યંગાર્થમાં—આપણી સ્થૂલ દૃષ્ટિ કેવળ આત્માનું મૃત્યુ સુધીનું જ રુપાન્તર જોઇ શકે છે, પણ આત્મતત્વ ત્યાં જ નાશ પામતું નથી—હજી તે કોઇક બીજી સ્થિતિ-પ્રતિ ગતિ કરે છે એવી સંભાવના.

**નીચે આવી ત્યાંથી** ઉંચો......—મેઘ જલરુપે આકાશ-માંથી નીચે આવે છે અને વળી બાષ્પરુપે પાછો ઉંચો ચ્હડે છે, તો આવી ત્હેની વિચિત્ર કૃતિ—‘લીલા કોઇથી કેમ કળાય ?’ વ્યંગાર્થમાં—આત્મા વિકારથી જીવરુપ પામી સંસારમાં વિહાર કરે છે, અર્થાત્ કનિષ્ઠ કોટિમાં આવે છે, અને ત્યાંથી પાછો મોક્ષને માટે પુરુષાર્થ કરી ઉચ્ચ એવા પોતાના સ્વરુપમાં લીન થાય છે. આવી આત્માની વિચિત્ર ચેષ્ટામાં શો ગર્ભિત હેતુ છે તે માનવબુદ્ધિ શી રીતે કલ્પી શકશે ?

**શ્લોક ૧૧.**

**ચિત્રો**—જગતના આવા અનેક દૃશ્ય બનાવો.

**નિત્યે**—પ્રતિપલ; અનેક વખત.

**ક્ષણિક પાછાં સમી જતાં**—જગતનાં આવાં અનેક ચિત્રો 'નિત્યે' સ્મરણ પટને શોભાવતાં; પણ એવા બનાવોની પરંપરા સવિશેષ હોવાથી ત્હેમાંનાં કેટલાંક 'ક્ષણિક' શમી પણ જતાં. '**ઊર્મિ**' ના નવીન કાવ્યસંગ્રહમાં કુદરતની આવી અનેક વસ્તુઓનું નિરુપણ છે. '**ક્ષિતિજ**' નું અવલોકન અહિં સ્થાયી ભાવનું પોષક હોવાથી નીચે આપ્યું છે:—

વસન્તતિલકા—

એ દૂર શું નભ અને દધિ એક થાતાં,<br>
કે ઝીણી રેખસમ કૈંક બીજું જણાય ?<br>
વા દૃષ્ટિનો કદિ ન હોય શું દોષ તેથી<br>
લાગે મ્હને ગગન ને જલ એક થાતાં ?

શું એ હશે મિલન દૈવી ન માનવીથી<br>
ઉકેલી એ કદિ શકાય વિના ગયે ત્યાં ?

* * *

ત્યાં તો જતો સુરજ મ્હેં ગત કાલ દીઠો;<br>
શું તેહને ખબર ત્યાંનોં હશે કશીયે ?

શું ત્યાં ગયો જન ફરી શકે આવી આંહિં,<br>
ને તેમ તો સુરજ ના ક્યમ ભેદ ખોલે ?<br>
ના ભેદ એ ક્ષિતિજનો જન ખોલશે શું,<br>
વા ત્યાં જઈ ખબર કો' ફરી લાવશે ના ?

વંશસ્થ—

મૃદુ મૃદુ તેજની અંશુ વેરતો,
ક્ષણિક સ્થિતિ નહિ ધારતાં ઉડે;
હજીય જો ! અન્ય સુતેજરાશિને,

---

કે, એ જણાય ક્ષિતિજે નભ એક થાતું,
તે સત્ય વા ક્ષણિક ભ્રાન્તિ ન ચિત્ત કેરી.
શું એથીંયે હજી વધુ દૂર કૈંક હોશે,
કે એ જ છે નયનને સહુ જાણવાનું ?

ના માનવી હજી સુધી કંઈ સત્ય જાણે
કે, ત્યાં રહ્યું ક્ષિતિજમાં બધું શું ભરેલું ?

(ક્ષિતિજ.)

**ઝાંખી**—આવાં ચિત્રોની હૃદયમાં જે છાપ પડી ગયેલી તે 'ક્ષણિક' દબાય જતી હતી ખરી, તોપણ પ્રસંગાનુકૂલ તાજી થઈ હૃદયને નવીન કલ્પનાઓમાં પ્રેરતી.

**નવાં બીજાં ચિત્રો**—મનોભાવને રુચિત બીજાં કુદરતી સાદૃશ્યપ્રતિ, સ્મૃતિ તાજી થતાં, લાગણી ઢળતી. આવી ઉર્મિ 'ક્ષણિક શમી' જતી એટલે સંકલના યથાર્થ ચાલુ ન રહેતી એ ધ્વનિથી જો કાવ્યમાં કોઈક જગ્યાએ સંકલના યથાર્થ ચાલુ ન રહી હોય તો તે ઉપયુક્ત કારણથી એમ સૂચન છે.

મૂકી પ્રભા નિજ, જગે એ શોધતો. ૧૨

શ્લોક ૧૨.

**મૂઢ મૂઢ**—ઝાંખી; ખણ્ડિત. વ્યંગાર્થમાં–આત્મસ્વરૂપની પ્રત્યક્ષ જ્યોતિ નહિ પણ અન્યમાં છાયારૂપે વિવિધ રીતે જણાતી, તેથી મૂલ સ્વરૂપ જેવી પ્રભાવયુક્ત નહિ પણ ખણ્ડિત.

**તેજની**—બ્રહ્મ:જ્યોતિની. **અંશુ**—કિરણો; તણખા.

**વેરતો**—એનો કર્તા 'એ' એમ ચતુર્થપંક્તિ ઉપરથી જણાય છે, પણ તે 'એ' કોણ? તે જણાવ્યું નથી. 'પ્રભાકીટ' ન મૂકતાં હ્હેના ગુણનું વર્ણન સર્વ નામથી કર્યું છે. એમ કરતાં કાવ્યના ભાવમાં વિશેષ રસિકતા આવે છે. શ્લોક ૧૩માં 'પ્રભાકીટ' મૂકી ભેદ ખુલ્લો કર્યો છે, 'વેરતો' એનો ગૂઢ સૂચિતભાવ વ્યંગાર્થમાં 'અન્ય દ્રવ્યોમાંથી પ્રકાશતો' એવો છે. આગીઆ માટે પંક્તિઓ ઉત્પેક્ષા છે. સ્વભાવોક્તિ પોષક છે.

**ક્ષણિક સ્થિતિ નહિ ધારતાં ઉડે**—કોઈ જગ્યાએ સ્થિર થઇ બેસે નહિ પણ આંતરગતિનો ગુણ હોવાથી ગતિમાન.

**હૃદય**—આગીઆને પોતાનો પ્રકાશ છે તો પણ તેથી સંતુષ્ટ ન થતાં 'નિજ પ્રભા મૂકી' તે કોઇક અન્ય પ્રકાશને 'જગે શોધતો' એવી કલ્પના છે. વ્યંગમાં–જીવ–શુદ્ધરૂપે પોતે બ્રહ્મસ્વરૂપ છે છતાં હ્હેને હ્હેનું જ્ઞાન નથી કિંવા તેથી અસંતુષ્ટ છે માટે કોઈ અનન્ત જ્યોતિની, પોતાનું કેન્દ્ર ભૂલી, તે શોધ કરે છે. એમાં ઉભયનું અજ્ઞાન સમાન અંશે ગર્ભિત છે.

તહિં પછી વિદ્યુત શું ક્ષિતિજમાં!
મીંચાઇ તેથી નયનો જતાં હતાં,
અને કંઇ બોધ થયો ગણી, ઉરે
લજ્જા પ્રભાકીટ ધરે સ્વભૂલની. ૧૩

---

શ્લોક ૧૩.

**તહિં**—આવી અજ્ઞાનમય સ્થિતિમાં છે એટલામાં.

**વિદ્યુત**—વીજળી; દિવ્યજ્યોતિ. **શું**—અનેક ભાવયુક્ત.

**ક્ષિતિજમાં**—વ્યંગાર્થમાં-પૂર્વે જેમ 'મૃત્યુ' એવો અર્થ કર્યો હતો તેમ અહિં નહિં પણ આત્મા અને પરબ્રહ્મના મિલન સમયે; ક્ષણિક સાક્ષાત્કારની સ્થિતિમાં.

**અને કંઇ બોધ થયો ગણી**—'ક્ષિતિજમાં' વિજળીના ચમત્કારાથી આગીઆને કંઇક બોધ થયો એમ માની લીધું છે. વ્યંગાર્થમા આત્મસાક્ષાત્કારની ઝાંખી થતાં જ્ઞાન ઉત્પન્ન થયું અને તેથી.

**સ્વભૂલની**—પોતાનાં આવાં અજ્ઞાનને માટે વીજળીના પ્રકાશમાં આગીઓ પોતાનું સ્વરુપ જોઇ શકે છે અને તે વખતે ત્હેને ભાન થયું કે, જે પ્રકાશને તે શોધતો હતો તેવો પ્રકાશ પોતાનામાં પણ છે. આથી ત્હેને પોતાની ભૂલ માલમ પડતાં તે 'લજ્જા' પામ્યો. વ્યંગાર્થમાં-જીવને આત્મરુપે ઐક્યનું જ્ઞાન થયું, એટલે પોતે જ બ્રહ્મરુપ છે અને જેને તે શોધે છે તે પોતામાં જ છે એવું જાણતાં અત્યારસુધીનાં પોતાનાં આવાં અજ્ઞાનને માટે ત્હેને શોચ થાય છે.

અનેક એવાં ક્ષણુ દશ્ય સાથ હા!
સ્વરો કંઇ દિવ્ય નભે સુણું હું; ને
જગાડતા તે પછી સંસ્કૃતિ બીજી,
વધુ વધુ લીન સુગીતમાં થતાં. ૧૪

ન જાણતું ઉર તથાપિ બુદ્ધિમાં,
'હશે કંઇ સત્ય' વદે વિવેકથી;

---

**શ્લોક ૧૪.**

**ક્ષણુ**—ક્ષણિક, સ્થિત્યાન્તર થયા કરતાં.

**દશ્ય**—દેખાવો; બનાવો. **નભે**—આકાશમાં.

**સ્વરો કંઈ દિવ્ય**—આવા કુદરતગમ્ય દેખાવો જ કેવલ હું જોઇ રહેતો કિંવા મ્હને જોવાના મળતા એમ નહિ પણ તે સાથે 'કંઈ દિવ્ય સ્વરો' મ્હને સંભળાતા. કાવ્યમાં સર્વત્ર આ 'દિવ્ય સ્વરો'–અંતઃપ્રેરણાઓનું જ અનુસરણ છે કે જે '**સંગીતધ્વનિ**' રૂપે બહાર પ્રકાશમાં આવ્યા.

**સંસ્કૃતિ**—નવીન સંસ્કારો આ 'દિવ્ય સ્વરો'થી મ્હારામાં અનેક નવીન સંસ્કારો જાગતા અને તે અપૂર્વ 'ગીતમાં વધુ વધુ લીન થતાં' મ્હને કોઈક અવર્ણનીય ભૂમિકામાં તેઓ ખેંચી જતા. શ્લોક ૧૫ થી સ્થિતિ સ્પષ્ટ સમજાશે.

**શ્લોક ૧૫.**

**ન જાણતું ઉર**—તે અવર્ણનીય ભૂમિકામાં 'શું છે?' તે

**અહા! પછી ગર્જન શું ભૂમણ્ડ લે ?**
**બધિર જાણે શ્રવણો થતાં સુણી! ૧૫**

---

હૃદય સ્હમજી શકતું નહિ તોપણ 'બુદ્ધિમાં' ત્હેનો ભાસ પડતો, એટલે 'વિવેકથી' 'કંઇક સત્ય હશે' એમ તે બોલી ઉઠતું. 'હશે' એ શબ્દ મૂકી સંશય રાખવાનું કારણ એ છે કે, જો નિશ્ચયાત્મક રીતે 'છે' એમ કૂહેવામાં આવે તો સાક્ષાત્કારની અભેદ એવી સ્થિતિમાં 'છે' એટલું જાણુવાપણાની સ્થિતિનો ભેદ આવે; પણ તદ્રુપ અવસ્થામાં વ્યક્તિત્વ હોતું નથી એટલે ત્હેના વ્યક્તિત્વજ્ઞાનનો પણ નિષેધ આથી દર્શાવ્યો છે.

**ગર્જન**—આત્મસાક્ષાત્કાર અને જ્ઞાનની સ્થિતિ પછી વૃત્તિઓમાં પોતામાં કંઇક આંતર પરિવર્તન થાય છે, તેથી સ્થૂલ જગતના વિષયોને માટે આત્માના દિવ્યસ્વરોની એક સામટી પરંપરાથી થતાં 'ગર્જન'ને સાંભળી, 'શ્રવણો જાણે બધિર થઇ જતાં.' આમાં કેવલ 'ગર્જન'ના સૂચનથી કર્ણેન્દ્રિયનું જ પરિવર્તન દર્શાવ્યું છે એમ નથી પણ આ એકભાવથી પિંડની સર્વે ઇન્દ્રિયોને ત્હેને યોગ્ય પરિવર્તનો માની લેવાં.

આ પ્રમાણે આત્માની ત્રણ સ્થિતિના ચિત્રો, પંખી, મેઘ, અને પ્રભાફીટની અન્યોક્તિથી, **પ્રથમ, દ્વિતીય,** અને **તૃતીય** ધ્વનિના સંક્ષિપ્ત સૂચનતરિકે, ત્રણેના ઉપર કંઇક પ્રસ્તાવનાના ભાવમાં, અહિં સમાપ્ત થાય છે. શ્લોક ૧૬, '**ઉદ્દ્ઘાટન**'ના અંતિમ ભાગ તરિકે ઉત્પત્તિનું કારણ દર્શાવી, કાવ્યમા પ્રવૃત્ત કરાવે છે.

શિખરિણી—

નથી એ સૌ કાંઇ મમ હૃદયની ગુપ્ત કથની,
હજી એથી બીજી મમ ઉર પૂરે નિજ સ્મૃતિથી;
ધ્વનિ ઉંડા ત્હેના અધિક બલથી આજ સ્ફુરતા,
વહું બીજું ત્યાં તો જગઅનુભવદ્વારે સરી જતા, ૧૬

અક્ષયતૃતીયા—સં. ૧૯૭૪

હાલાર

# ૧. અજ્ઞેય.

શિખરિણી—

> "અહા! હું ક્યાંથી આ અપરિચિત સ્થાને તમભર્યા?
> "ન જાણું શી રીતે સ્વરુપ મમ ખેંચાયું અહિં આ!
> "હશે એવું કોઇ જગ વસતું આકર્ષણ અતિ,
> "અને ખેંચે તે શું મમ ઉર પ્રસારી નિજ શક્તિ? ૧

---

**અજ્ઞેય**—(અ+જ્ઞેય) સામાન્ય રીતે જ્ઞાનથી પર; સત્યભાવ સમજી ન શકાય એવું; Unknowable.

જગતના તત્વવિષયક કેટલાક એવા મહા પ્રશ્નો છે કે જેનો હજી સુધી સત્ય નિર્ણય થઇ શક્યો નથી. ભલે પછી કેટલાંક ધર્મશાસ્ત્રો અને ધર્મવેત્તાઓ એવું માની લે કે, પોતાનું તે માટેનું અનુમાન સત્ય છે; જો કે વાસ્તવમાં તેમ હોવાનું કોઈ પ્રમાણભૂત સાધન તો નથી જ. મ્હારાં પોતાનાં જીવનને માટે પણ તેમ હોવું શક્ય છે. આ '**અજ્ઞેય**'ના કાણ્ડમાં તેવા મહાપ્રશ્નો કે જે 'સામાન્ય-રીતે જ્ઞાનથી પર' છે ત્હેની સંકલના ગુંથી છે. જો કે સર્વ મહાપ્રશ્નો એમાં આવી ગયા છે એમ કુહેવાની ધૃષ્ટતા હું વાપરી શકું એમ નથી. પૂર્વે ટીકામાં આવી ગયેલા '**ક્ષિતિજ**'ના કાવ્યમાં આવા કેટલાક પ્રશ્નો શંકારુપે છે. '**ઉર્મિ**'ના એક બીજાં કાવ્યમાંનો નીચેનો શ્લોક પણ એવાજ પ્રશ્નથી ગુંથિત છેઃ—

મન્દાક્રાન્તા—

રુપેરી કે કનકમય ના, નીલ કે સ્યામ એ ના?
જે દીસે છે વિષમ નયને દોષ એ દૃષ્ટિનો શું?
શું ત્યારે એ વરણ નભનો કોઈ જોઇ શક્યું ના,
ને તેથી સૌ કથન નભનું બોલતા જેમ ફાવે!

વળી એ જ કાવ્યમાં આગળ શંકા થાય છે કે:—

હરિણી—

નયન પણ આ ખૂલ્લાં તોયે હવે નભ સ્યામ કાં?

(આકાશ)

આવા તેમજ એથી ઝીણા બીજાયે વધુ પ્રશ્નો રહી જાય છે પણ તેમ કર્યા વગર કાવ્યનો રસ જાળવી શકાય એમ નથી. આ પ્રશ્નોના ઉત્તર માટે પ્રિય વાચકવૃન્દને '**તૃતિયધ્વનિ**' સુધી થોભવું પડશે. ત્હેમાં કવિએ પોતાની માન્યતા પ્રમાણે નિરાકરણ કર્યું છે.

## શ્લોક ૧.

શ્લોકને અવતરણમાં મૂકવાથી જણાશે કે, કોઇક વ્યક્તિના તે ઉદ્ગારરુપ છે. શ્લોક ૧, ૨ અને ૩ કલાપક છે. ત્રીજા શ્લોકમાં દર્શા-વ્યા પ્રમાણે અદૃસ્ય સૃષ્ટિમાંથી ઉતરી આવતા કોઇ 'માનવ'ના તે શબ્દો છે. આત્મા જીવભાવે આ શબ્દો બોલે છે.

"**અહા! હું ક્યાંથી આ**......—'તમભર્યાં' એટલે અન્ધ-કારથી પૂર્ણ એવા 'આ અપરિચિત સ્થાને'—જગતમાં 'હું ક્યાંથી' આવી ચ્હડ્યો? એવો બાલકને જન્મતાં તરત જ પ્રશ્ન થાય છે. ગર્ભિત હેતુ એવો પણ છે કે, જન્મપૂર્વે આત્માની સ્થિતિ ક્યાં હતી કે

**" નહિ એવું જો તો કયમ સ્વરુપ–અસ્તિત્વ સુજનું,**
**" અને મ્હારાં જેવાં અગણિત અહિં રુપ દીસતાં ?**

---

હતી કે જ્યાંથી તે આ સ્થિતિમાં આવ્યો. બીજો અર્થ એમાંથી એવો પણ લઇ શકાય કે, હું—આત્મા પ્રકાશ અને જ્ઞાનરુપ તે આ અન્ધકારમય જગત્ કે જે મ્હને અપરિચિત લાગે છે ત્યાં '**ક્યાંથી?**' અર્થાત્ મ્હારે માટે તો આનન્દમય કોષ છે.

**ન જાણું શી રીતે સ્વરુપ......**—આત્માને માયાનો અંશ ક્યાંથી લાગ્યો? જ્ઞાનરુપ આત્મામાં અજ્ઞાન ક્યાંથી દાખલ થવું? અવિકારીમાં વિકારનો ભાસ ક્યાંથી જણાયો? ઇત્યાદિ. પદાર્થવિજ્ઞાનના નિયમ પ્રમાણે પણ બીજો ભાવ એવો છે કે, ગર્ભાશયમાં વીર્યના પતનથી મ્હારા **સ્વરુપ**નું આકર્ષણ ત્હેમાં કેવી રીતે થયું?

**આકર્ષણ અતિ**—આત્મતત્વના કરતાં કોઈ અધિક બલવાળું તત્વ જગતમાં છે? કારણ કે, જો વિશેષ બલવાળું તે તત્વ અહિં ન હોય તો મ્હારાં તત્વોનું આકર્ષણ થાય કેવી રીતે? **શું માયા** એવી કોઇ બીજી શક્તિ પોતાની જાલ આત્મા ઉપર ફેલાવી શકે છે? દ્વૈતની શંકાને અહિં પોષણ છે. પ્રકૃતિનું પ્રાધાન્ય ચિતરવાનો પણ પ્રયત્ન છે, છતાં વાસ્તવિક સત્ય શું તે '**અજ્ઞેય**'.

શ્લોક ૨.

**નહિ એવું જો તો**—અને જો કદાચ એમ ન હોય, અર્થાત માયાનું પ્રાધાન્ય કિંવા માયા એવી ચીજ જ ન હોય, તો આ મ્હારાં

**" હશે જો કો'દી એ અધિક બલવાળું તત્વ અહિં તો**
**" થશે મ્હારૂં શું હા! નહિ જ અહિં કો' હાથ ધરવા ! " ૨**

---

સ્વરૂપની વિદ્યમાનતા ક્યાંથી? હું સ્થૂલરુપે જણાઉં છું તે કેવી રીતે? શું ત્યારે આત્માના પોતામાં વિકાર છે કે તે આવી રીતે શુદ્ધરુપમાંથી પરિવર્ત્તન પામે?

**અને મ્હારાં જેવાં અગણિત......**—કદાચિત્ તર્કથી એવું પણ માની શકાય કે, આત્મતત્વમાં થોડો ભાગ અશુદ્ધ છે. અને ત્હેના પરિણામે મ્હારૂં 'સ્વરુપ–અસ્તિત્વ' મ્હને ભાસતું હોય, પણ તેમ ન હોતાં મ્હારાં જેવાં તો અહિં અગણિત રુપો નજરે પડે છે, તો એ સર્વને મ્હારે શું માનવું? વળી કદિ મ્હને એકને ભ્રાન્તિ થઈ હોય પણ આ અન્ય સર્વનેયે તેમજ?

**હશે જો કો'દી**—ઉપલા તર્કોનો નિર્ણય ન થવાથી પાછો ભ્રમ થાય છે કે, જો કદાચ 'માયા' તત્વ જગતમાં હોય, એટલું જ નહિ પણ તે આત્મતત્વ કરતાં અધિક બલવાળું હોય, તો આવી સ્થિતિમાં આત્માની શી ગતિ? ત્હેનો તો કદિ મોક્ષ જ નહિ શું?

**નહિ જ અહિં કો' હાથ ધરવા**—અને જો પ્રકૃતિનું જ પ્રાધાન્ય હોય તો કોઇ ત્રીજું સત્વ નથી કે જે આત્માને માયાના પાશમાંથી છોડાવે. છતાં 'મુક્તિ' ની સંભાવના છે તો શું કોઇ ત્રીજું તત્વ જગતમાં આ બે ઉપરાંત રહ્યું છે?

મદિરા—

એવી રીતે વદતો-બકતો
કંઇ કૈંક, ન શબ્દનું ભાન જરી,
ત્યાં ઉતર્યો જગદૃશ્યપટે,
ઝટ માનવ કો' નભ ગુપ્ત થકી. 3

શૂન્ય બની જગતન્ત્ર જુવે
નહિ મન્ત્ર શીખ્યો કંઇ સત્ય હજી;

---

શ્લોક ૩.

**એવી રીતે**—ઉપયુક્ત એ શ્લોકોમાં જણાવ્યું છે તે પ્રમાણે.

**વદતો-બકતો**—જગતમાં પોતાની પ્રથમ આવી વિપરિત સ્થિતિમાં જાણે માયાનું ઘેન લાગ્યું ન હોય તેથી જીવ યથાર્થ બોલી શકતો નહિ પણ આવી તુટક રીતે 'બકતો.' પોતાનાં આવા આકસ્મિક સ્વરુપથી વિસ્મય પામીને પણ આમ થવાનો સંભવ છે.

**ન શબ્દનું ભાન જરી**—આવા મહા પ્રશ્નોના ઉદ્‌ગારો સ્વાભાવિક ત્હેનાથી નિકળી જાય છે, પણ તે ક્યાં સ્ફુર્યા અને કેવા રુપમાં તે પોતે જ હજી સ્હમજી શકતો નહતો. આ બધું અતિશય કુદરતી હતું તેથી. પૂર્વે 'વદતો-બકતો' લખ્યું તે આ ભાવને અનુલક્ષી.

**ઉતર્યો**—કાવ્યનું વાર્તારુપ સ્વરુપ પણ અહિંથી શરૂ થાય છે, જેમાં કોઇ એક માણસ અદૃશ્ય સૃષ્ટિમાંથી જગતમાં આવે છે, અને ઉપર પ્રમાણે બોલે છે. વાર્તાનું વર્ણન હવે પછી સર્વે કાણ્ડોમાં ચાલુ રહેશે.

**આમ લળે વળી તેમ પડે,**
**નહિ સ્થિર સ્થિતિ મનનાવતણી. ૪**

**એવી રીતે ઉછળી પડતી**
**મનનાવ નથી હજી સ્થિર થઈ,**
**ત્યાં અણુદીઠ રુદિત સગીર**
**સમી લહરી કહિં ખેંચી જતી:— ૫**

---

**જગદૃશ્યપટે**—દૃશ્ય જગતના પટ ઉપર. આ પૂર્વે અદૃસ્ય સૃષ્ટિમાં તે ભ્રમણ કરતો હતો અને હવે કંઈ કારણને લીધે તે સ્થૂલ સૃષ્ટિમાં 'ઉતર્યો.' મનુષ્ય જન્મ્યો ત્યારથી ત્હેનું નિરુપણ છે.

**માનવ**—વાર્તાના સ્વરુપમાં કોઇક માણસ. અન્ય ગર્ભિત ભાવમાં પરિણામ પામેલો આત્મા; જીવ (કે જે 'માનવ' માં છે તે).

**નભ ગુપ્ત**—અદૃસ્ય આનન્દમય કોષ કે જે જોઈ શકાતો નથી.

શ્લોક ૪.

**શૂન્ય બની**—જીવ હજી બાલકરુપમાં છે તેથી 'જગત્ તન્ત્ર' ને તે સ્હમજી શકતો નથી માટે 'શૂન્ય બની.'

**મન્ત્ર**—જગતને સત્ય સ્વરુપમાં કેવી રીતે જોવું તેનું ત્હેને હજી જ્ઞાન થયું નથી. વસ્તુ જાણવાની જ્ઞાનની ચાવી.

**આમ લળે વળી તેમ પડે**—અનેક ધર્મ્મોના ભિન્ન ભિન્ન સિદ્ધાંતોથી દોરાઇ જઇ; પોતાને નિર્ણય કરવાની વિવેકબુદ્ધિ ન હોવાથી.

**મનનાવ**—મનરુપી નાવ. રુપક.

શિખરિણી—

"અરે! તું ક્યાંથી આ દુઃખિત વનમાં ભૂલથી ફસ્યો?
"મનુ! 'ત્રાહિ, ત્રાહિ!' જગત ભયભર્યું ન્હાસ અહિંથી;
"વૃથા આવ્યો શાને? ભવ કઠિન; ના યોગ્ય તુજને,
"નથી જોતો તું શું અખિલ ભુવને ત્રાસ વરસ્યો?" ૬

---

શ્લોક ૫.

**રુદિત સમીર**—પથિકની મનનાવને રુદનરુપી પવન જેવી કોઇક લહરી દૂર ખેંચી જતી હતી. એમાં રુપકને રુપકથી પોષણ છે. આ રુદનરુપી પવન તે ધ્વનિતાર્થમાં 'દુખવાદ' (Pessimism) જેની માન્યતા નીચેના શ્લોક ૬ માં આપી છે.

શ્લોક ૬.

**દુઃખિત વનમાં**—દુઃખપૂર્ણ તેથી વનરુપે જણાતું જગત. શબ્દસંકલનાથી ગર્ભિતભાવને યથાર્થ પોષણ મળ્યું છે.

**ભૂલથી**—જો તને આ જગત્ દુઃખમય છે એમ જણાયું હોત તો તું અહિં આવતે જ નહિ, પણ જ્યારે તું આવ્યો છે તો તે કેવલ 'ભૂલથી' જ એ જાળમાં 'ફસ્યો' હોવો જોઇએ એમ સંભાવના; કેમકે જાણી જોઇને કોઇ દુઃખમાં આવે નહિ એ અધ્યાર્હિત.

**'ત્રાહિ, ત્રાહિ'**—જગતના ત્રિવિધ તાપથી રક્ષણ કરો, રક્ષણ કરો! 'મનુ!' એવા ઉદ્બોધનથી 'માનવ' ને કંઇક વિશેષ સૂચનનું નિમિત્ત દર્શાવ્યું પણ એટલામાં 'ત્રાહિ, ત્રાહિ!' એવા ઉદ્ગારો જ ભાવને વિશેષ પોષણરુપ થઇ પડ્યા.

મદિરા—

ઉર-તુફાન અધિક થયું
પ્રતિકૂલ પથિકની નાવવિષે;
ત્યાં અણધારી વધુ વધુ વાય
અનિલ લહે, હીત ગીત મિષે. ૭

---

**ભયભર્યું**—મરણાદિ અનેક ભયથી રચિત.

**ન્હાસ અહિંથી**—પ્રત્યેક વસ્તુમાં ભય છે માટે અભય એવા વૈરાગ્યનો આશરો લઈ જગતને ત્યજી જા! આથી જ તૃતિય કાણ્ડમાં '**યોગી**' નું વર્ણન આવે છે અને ત્યાર પછીના બે કાણ્ડોમાં આ 'દુઃખવાદ' નું નિરાકરણ કર્યું છે.

**વૃથા આવ્યો શાને**—જગતમાં આનન્દ એવી ચીજ નથી તો અહિં આવવામાં શું ફલ? ન આવ્યો હોત તો સારૂં એમ સૂચન છે.

**ભવ કઠિન**—સંસાર અતિશય કઠિન છે, અને તે પણ સુખ-ભાવમાં નહિ એટલે ત્હને તે કોઈ રીતે યોગ્ય નથી.

**ભુવને**—જગતમાં. '**ત્રાસ વરસ્યો**' એ ભાવસૂચક.

**શ્લોક ૭.**

**પ્રતિકૂલ**—આત્મા આનન્દરૂપ અને જીવરૂપે મુક્તિનો હેતુ પણ તે જ હેમાં આવો ઉપદેશ ('દુઃખવાદ' નો) આત્માના પોતાના જ ગુણની વિરુદ્ધ છે, એટલે 'પ્રતિકૂલ.' વળી રૂપકમાં પણ એ શબ્દ વધુ પોષક છે.

શિખરિણી—

**બીજી દિશાથી જો! રુચિતધ્વનિ સંગીત કરતો**
**જતો ખેંચી જાણે પથિક-ઉરને દિવ્ય સ્વરમાં:—**

---

**અણધારી**—ઉપર શ્લોક ૫ માં 'અણદીઠ' શબ્દ મૂક્યો છે. ઉભયનો ગર્ભિત ભાવ એવો છે કે, 'દુઃખવાદ' ( Pessimism ) અને 'સુખવાદ' ( Optimism ) રૂપકમાં દર્શાવ્યું છે તેમ 'લહરી'ની માફક ક્યાંથી ઉત્પત્તિ પામ્યા છે એ કહી શકાય એમ નથી.

**વધુ વધુ વાય**—આત્માપ્રતિ આવાં 'દુઃખવાદ' ના આંદોલનો આવી સ્થિર થાય છે તેવામાં 'સુખવાદ' નાં આંદોલનો વધુ જોરમાં સ્ફુરે છે.

**અનિલ લહે**—પવનની લહરી.

**હિતગીત મિષે**—આત્માને અનુકૂલ અને બોધદાયી સંગીતના રૂપમાં. આનન્દ એ આત્માનો ગુણ છે તેથી.

શ્લોક ૮.

**રુચિત ધ્વનિ**—હૃદયને અનુકૂલ એટલું જ નહિ પણ ઉત્તેજીત કરતો. શ્લોક ૫ માં 'દુઃખવાદ' માટે 'રુદિત સમીર' અને અહિં 'ગીતમિષે' તેમજ 'રુચિત ધ્વનિ' આદિ શબ્દો 'સુખવાદ' માટે મૂકી કવિએ પોતાનો પક્ષ પ્રતિપાદન કર્યો છે. ત્હેનો સંપૂર્ણ ઉલ્લેખ કાણ્ડ ૪, ૫, અને ૬ માં કર્યો છે.

**સંગીત**—હતી તો તે પણ પવનની લહરી જ, પણ પથિક—જીવાત્માને તે રુચિત હોવાથી ત્હેમાં 'સંગીત' નો ભાસ થયો.

> "નથી જૂદું તું'થી; ઉપવન બધું જો! તુજ અર્થે,
> "રહ્યું સૌન્દર્ય આ તુજ સ્વરૂપને શાન્તિ કરવા." ૮

---

**દિવ્ય સ્વરમાં**—અભેદ સૃષ્ટિમાં-કે જ્યાં હંમેશાં દિવ્ય સ્વરો જ સંભળાય છે.

**નથી જૂદું તુંથી**—ઉપયુક્ત શ્લોક ૬ માં 'તું ક્યાંથી આ દુઃખિત વનમાં ભૂલથી ફર્યો,' એવા ઉદ્બોધનથી ભેદ વર્ણવ્યો છે. અર્થાત્ 'તું' અને 'આ' જૂદાં છે. પણ અહિં તેથી ઉલટું છે; એ અભેદ શીખવે છે; તેથી જીવાત્માને પ્રથમ ઉપદેશ એ છે કે, આ જગત્ ત્હારાથી જૂદું નથી. આથી ભય, દુઃખાદિ હોવાની નાસ્તિ આપોઆપ થઇ. અહિં **શાન્તરસ** સ્થાયીભાવ છે.

**ઉપવન બધું જો! તુજ અર્થે**—'દુઃખવાદ' માં જગતને 'વન' રૂપે જોયું છે; પણ 'સુખવાદ' ની દૃષ્ટિથી જગત્ 'ઉપવન' જણાય છે. વળી જ્યારે જગત્ ત્હારાથી જૂદું નથી ત્યારે આત્માના ગુણરૂપ તે આનન્દપૂર્ણ હોવું જ જોઇએ, અને જ્યારે તે આનન્દપૂર્ણ છે ત્યારે ત્હેના ઉપભોગમાં ભય શો?

> ... ... ... ...ইন্দ্রিয়ের দ্বার
> রুদ্ধ করি যোগাসন, সে নহে আমার !
> যে কিছু আনন্দ আছে দৃশ্যে গন্ধে গানে
> তোমার আনন্দ রবে তার মাঝখানে ।

માલિની—

> ... ... ...ઇન્દ્રિયો-દ્વાર મ્હારાં
> કરીશ નહિ કદિ હું બન્ધ, સુયોગ માટે

સહજ કંઈ મળે જે મોદ દશ્યે ને ગન્ધે
સઉ ભળી લય પામે તુજ આનન્દમાં એ!

(ગીતાંજલિ)

વળી જગત બધું આત્માની લીલા અર્થે જ છે, એમ કવિ માને છે. 'ઉદ્‌ઘાટન' માં આ ભાવ આવી ગયો છેઃ—'જાણે કીધું નિજ અર્થે જ વ્યોમ.' આ ભાવને બીજી લીટીથી પોષ્યો છે.

**રહ્યું સૌન્દર્ય આ તુજ......**—જગત દુઃખથી ભરેલું નથી પણ સૌન્દર્યથી પૂર્ણ છે. આત્માના જે જે ગુણો છે તે સર્વને એથી પોષણ મળે છે. એટલે જગતનાં દ્રવ્યો આત્માને પ્રતિકૂલ કિંવા દુઃખદાયી નથી પણ ત્હેના ગુણના પોષકરૂપે પ્રકાશવાનાં સાધનો છે. **'સ્નેહાઞ્જલિ'** શ્લોક ૧ ની ટીકામાં માયાના સ્વરૂપનો ઉલ્લેખ જૂવોઃ—

વિવિધ સુરસ રંગો જે પૂર્યાં મુજ અંગો,
મૂલ રહી મમ શક્તિ, **તોય તું સાધના છે.** શ્લોક ૧.

(દ્વિતીયધ્વનિ, કુસુમ)

કુદરતની પોતાની ઉત્પત્તિ સ્વગુણને પ્રતિકૂલ હોય એ તર્ક અવાસ્તવિક લાગે છે. એટલે જગતનું સૌન્દર્ય, જે વિધવિધરૂપે વર્ણવામાં આવ્યું છે તે જીવાત્માને સુખ અર્થે ત્યાજ્ય નથી પણ ગ્રાહ્ય છે. નવાં લખાતાં પુસ્તકમાં આ પ્રમાણ બહુ સારી રીતે પ્રતિપાદન કર્યું છે.

"સૌન્દર્યથી પૂર્ણ સૃષ્ટિમાં, અને ત્હેમાં પણ ઉત્ક્રાન્તિના યાત્રાળુઓને માટે વિભુએ એવી વસ્તુ ન સૃજી હોય કે જેથી ઉન્નત

મદિરા—

> **ચિત્ત ભ્રમિત થયું અંધિયું**
> **ધ્વનિ બેય વિરુદ્ધ જતાં શ્રવણે;**
> **ને વધુ જો ! હજી અન્ય ધ્વનિ**
> **સુણતો, રહ્યો શૂન્ય પથિક ઉરે. ૯**

---

આનન્દાનુભવમાં કોઇ પણ પ્રકારે વિક્ષેપ નડે. સદાની ત્રિપુટીમાં જગતના મુલ ઉદ્દેશ અને હેતુરુપ ત્રણ શબ્દો ભૂલાયા હોય એતો અવનિમાટે આકાશ માર્ગ થયો."

(આદર્શજીવન)

શ્લોક ૯.

**ચિત્ત ભ્રમિત થયું**—ઉપર પ્રમાણે બે પ્રકારના એક બીજાથી વિરુદ્ધ આન્દોલનોના પરિણામે ચિત્તની સંશયયુક્ત સ્થિતિ થઇ. આ રીતે '**અજેય**' માં 'જગત્ સુખપૂર્ણ છે કે દુઃખપૂર્ણ ?' એ પ્રશ્નને રુપકમાં ગોઠવ્યો, અને તે સાથે ઉભયનાં સૂત્રો બતાવ્યાં.

**હજી અન્ય ધ્વનિ**—ધ્વનિના રુપમાં શંકાની પરંપરા એટલી તો ત્વરાથી થઇ કે જીવાત્મા પોતે હજુ સ્થિર થાય છે એટલામાં તો વળી કંઇક નવીન ધ્વનિ શ્રવણે પડે છે. આથી જ અસ્થિર સ્થિતિ-માં રહેલા 'માનવ' ને 'શૂન્ય પથિક' કહ્યો છે; અને ત્હેના પરિ-ણામે ત્હેની ચેષ્ટાઓ શ્લોક ૧૦ માં જણાવી છે.

ઉંચું જૂવે, ઘડી નીચું જૂવે
નભ ભુ વણ ના કંઇ દૃશ્ય બીજું
દેખી પછી જગયન્ત્ર વિચિત્ર
સુતર્ક કરે મન જ્ઞાનભીનું:— ૧૦

---

## શ્લોક ૧૦.

**ઉંચુ જૂવે, ઘડી નીચું જૂવે**—જગતમાં પોતાના આવા આકસ્મિક સ્વરુપથી જીવાત્મા વિસ્મય પામે છે, અને ત્હેના પરિણામે આશ્ચર્યથી, અસ્થિર સ્થિતિમાં, જગતના નિરિક્ષણથી કંઇક ખાત્રી કરવા, ઉંચું નીચું જૂવે છે.

**નભ ભૂવણના કંઇ......**—ઉંચુ અને નીચું જોવાના ક્રમસઃ પરિણામરુપે કેવલ આકાશ અને પૃથ્વી દૃષ્ટિએ પડે છે. 'ના બીજું' એમ લખવામાં ગર્ભિત હેતુ એ છે કે, ઝાડ, પશુ, પક્ષ્યાદિ બીજાં દૃશ્યો' ક્ષણિક છે. પથિકનો પૂર્વ ભાવ ચાલુ રાખીએ તો અનેક વિતર્કમાં ગુંચવાયેલો 'માનવ' પશુ, પક્ષી વટાદિ સામાન્ય ચીજો જોઇ શક્યો નહિ.

**જગયન્ત્ર**—જગદ્રુપી 'વિચિત્ર' યન્ત્ર–કે જેમાં યન્ત્રની માફક અનેક ક્રિયાઓ ક્રમસઃ થયે જાય છે. યન્ત્રની માફક કેટલાક કાયદાઓને અનુસરતુ જગત્ ચાલ્યે જાય છે, માટે જ 'જગયન્ત્ર.'

**સુતર્ક**—કેમકે હવે પછીના પ્રશ્નો સવિશેષ ગૂઢ છે.

**જ્ઞાનભીનું**—વિચાર કરવાની શક્તિ જેનામાં છે અને હતી, પણ હવે જાગૃત થઇ છે એવા વિવેક સાથે.

વસન્તતિલકા—

**" આ જે જણાય જગ દશ્ય-વિચિત્ર યન્ત્ર,**
**" શું સત્ય તે સઉ હશે ? મમ ભ્રાન્તિ વા ના !**
**" જો સત્ય તો કયમ નહિ પ્રથમે હતું એ,**
**" ને ભ્રાન્તિ તો મુજ સ્વરૂપનું શું ગણું હું ? ૧૧**

---

## શ્લોક ૧૧.

'અજ્ઞેય'ના શ્લોક ૧–૨ માં આવેલા પ્રશ્નો સાહજિક, અસ્પષ્ટ પણ સ્વગતિમાન હોવાથી 'પથિકના મુખે ઉદ્ગાર આવ્યા છે. ત્યાર પછી જગતના હેતુનો પક્ષ અનિલ લહરીસાથે ધ્વનિરૂપે સંભળાય છે, કેમકે ત્હેમાં હજી પોતાના નિર્ણયનું આરોપણ નથી, પણ કેવલ એ પક્ષના જૂદા જૂદા ધ્વનિ જ છે. શ્લોક ૧૧ થી ૧૪ કારણયુકત પ્રશ્નો તત્વજ્ઞાનના જાણવા જેવા વિષયો છે એટલે ત્હેને સજ્ઞાન તર્કરૂપે આંતર પરિણામ પામતા જણાવ્યા. આ રચના હેતુપૂર્વક થયેલી છે એ સહજે સહમજાશે.

**જગ દશ્ય**—આ દૃસ્ય જગત કે જે સ્થૂલ દૃષ્ટિથી જણાય છે; અને જેમાં અનેક વસ્તુઓ યન્ત્રની માફક વિધવિધ પરિવર્તનો પામે છે કિંવા પામતી હું જોઉં છું 'તે સઉ શું સત્ય હશે ?' કે,

**મમ ભ્રાન્તિ વા ના**—એ સઉ મ્હને ભ્રાન્તિથી એમ થતું લાગે છે ? 'દશ્ય' શબ્દ મૂકી 'ભ્રાન્તિ'નો વ્યાઘાત હેતુપૂર્વક બનાવ્યો છે.

" છું હું ઉભો જગપટે, નભ ભૂ નિહાળી,
" ને જોઉં આ બધી ક્રિયા મમ ચક્ષુથી હા!
" એ કલ્પના સતતણી કરવાની જે છે
" આ બુદ્ધિ તે કયમ ગણું સઉ ભ્રાન્તિ મ્હારી? ૧૨

---

**જો સત્ય તો કયમ નહિ......**—ઉપર જગત્ સત્ય છે કે નહિ તે શંકા થઈ ત્હેનું ન્યાયદૃષ્ટિથી પોતે જ પુનઃ અવલોકન કરે છે કે, જો જગત્ સત્ય હોય હું ન હતો તે પ્હેલાં એ હતું કેમ નહિ, અગર હતું તો મ્હને જણાતું કેમ નહિં? આમાં તર્કનો હેતુપૂર્વક નિષેધ પણ કર્યો છે.

**ને ભ્રાન્તિ તો મુજ......**—કદાચિત્ જગત્ સત્ય નથી એમ ગણી લઉં તો મ્હારૂં જે **આ** સ્વરૂપ છે ત્હેને હું શું માનું? એનું પોષણ નીચેના શ્લોકમાં યથાર્થ થયું છે.

<u>શ્લોક ૧૨.</u>

**છું હું ઉભો જગપટે......**—જો જગતને હું ભ્રાન્તિ માની લઉં તો **આ** મ્હારૂ સ્વરૂપ પણ અસત્ છે એ નિઃસંદેહ છતાં હું **તો** આ જગતના પટપર ઉભો છું, એટલું જ નહિં પણ આ આકાશ અને પૃથ્વીને નિહાળતો આ જગતની બધી ક્રિયાએ **મ્હારી પોતાની આંખોથી** ખૂલ્લી રીતે જોઉં છું.

**એ કલ્પના સતતણી કરવાની જે છે**—જગતના મિથ્યાત્વના અધિક નિષેધાર્થે વળી શંકા કરી છે કે, કદાચિત્ તે મિથ્યા હોય તો પણ તે સત્ છે કે અસત્ એનો વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાની આ

> " ના કેમ આ સહુ મ્હને પરિચિત લાગે,
> " ને દૃશ્ય આ નવીન સઘ જણાયું ક્યાંથી ?
> " પૂર્વે શું એ કદિ નહિ નયને નિહાળ્યું,
> " ને આજ હું પ્રથમ આવું શું એહ જોવા ? ૧૩

---

જે મ્હને બુદ્ધિ છે તે મ્હારી બુદ્ધિને મ્હારી પોતાની જ ભ્રાન્તિ હું કેવી રીતે માની શકું ? અર્થાત્ એ પણ જો ભ્રાન્તિ હોય તો આવા તર્ક કરવાની સ્થિતિએસૂદ્ધાં હું ક્યાંથી આવી શકું ? શ્લોક ૧૧-૧૨ માં કવિએ જગતના મિથ્યાપણાનો નિર્ણય કર્યો નથી તો પણ પોતાનું વલણ દર્શાવ્યું છે.

શ્લોક ૧૩.

**પરિચિત લાગે**—કદિ પણ મ્હને પરિચય થયો હોય એમ. આ જગત્ મ્હને પૂર્વે અનુભવમાં આવ્યું હોય એમ કેમ જણાતું નથી ? વસ્તુતઃ જો મ્હારો પુનર્જન્મ હોય તો એનો અનુભવ મ્હેં પૂર્વે લીધો હોય એમ બને, પણ અહિં તો બધું મ્હને અપરિચિત લાગે છે ત્હેનું કેમ ?

**નવીન**—આગળ જોયું ન હતું એટલે 'નવીન' જણાતું. મ્હારાં સ્વરૂપપૂર્વે હું અદૃશ્ય સૃષ્ટિમાં હતો પણ ત્યાં મ્હને એની ઝાંખી થઇ ન હતી; છતાં એકદમ આ 'નવીન દૃશ્ય' મ્હારી દૃષ્ટિએ ક્યાંથી પડ્યું ? આનું નિરાકરણ 'સ્નેહાગ્-જલિ'ની ટીકામાં **તૃતિયધ્વનિમાંથી** લીધેલા 'જ્યોતિઃસાગર'ના વિષયમાં આવ્યું છે. એમાં 'શું મ્હારો પૂર્વજન્મ ન હતો ?' એવી શંકાનો ધ્વનિ પણ છે.

" એ ક્યાંથી આવતું હશે જગ ચાલતું જો ?
" ને ક્યારથી થયું ? બધું વળી ક્યાં જશે એ ?
" શું આજ તો નથી થયું જગ રૂપ સાથે ?
" કેમે ન એમ વળી હોય બન્યું કદાપિ ? " ૧૪

---

**નયને**—ઉપલી શંકામાં અપૂર્ણતા રાખી આ શંકાનો અંદર ઉમેરો કર્યો છે. કદાચિત્ અદૃશ્યરીતે આ સૃષ્ટિનો મ્હેં અનુભવ કર્યો હોય-કેમકે આત્મા બ્રહ્મરુપે સર્વત્ર વ્યાપ્ત છે, છતાં '**નયને**'—સ્થૂલ રીતે તો હું શું આજ જ પ્રથમ અનુભવ કરવા આવું છું? આમાં આત્મતત્વની પૂર્વે સ્થિતિની માન્યતા ગર્ભિત છે, પણ સ્થૂલ રીતે ત્હેનું સ્વરુપ પ્રથમ જ કલ્પ્યું છે.

શ્લોક ૧૪.

**એ ક્યાંથી આવતું હશે**......—આ જગતની ઉત્પત્તિ ક્યાંથી થઇ કિંવા શામાંથી એ પરિણામ પામ્યું ?

**ક્યારથી થયું ?**—અને એ 'ચાલ્યું આવતું' જણાય છે તો એનું મૂલ કોઇ પણ જગ્યાએ હતું તો તે ક્યાં, અને એ ક્યારથી થયું ? તેમજ હવે પછી એ બધું ક્યાં જશે ?

**જગ રુપસાથે**—અથવા તો એવું પણ કેમ ન બન્યું હોય કે, આ જગત્ હું થયો ત્હેની સાથે જ ઉત્પન્ન થયું હોય. એટલે હું જઇશ તે સાથે એ પણ નાશ પામશે એ અપૂર્ણ ધ્વનિ. શ્લોકમાં શંકાને શંકાથી ઉત્તર અને ઉભયનો નિષેધ કર્યો છે એટલે અપહ્નુત્યલંકાર.

# ૨. વિશ્વદર્શન

મન્દાક્રાન્તા—

એવા એવા લસિત હૃદયે તર્કવિતર્ક કર્તો,
થમ્ભ્યો ત્યાં તે પથિક, નભને દૃષ્ટિથી માંડી જોતો;
જૂવે ઊંચું ઘડી નીચું વળી, ભૂમિ જ્યાં તે ઉભો'તો,
ને ફેરે તે દૂર નયનને, વિશ્વ જોવા અધીક. ૧

---

**વિશ્વદર્શન**—સૃષ્ટિના અનેક દશ્યો અને દ્રવ્યોનું જીવાત્મા ને અહિં દર્શન થાય છે; અને તે સાથે શ્લોક ૪ માં બતાવ્યું છે તે પ્રમાણે પથિકઉરમાં 'ક્ષણ ક્ષણ તરઙ્ગો કંઇ ઉઠે,' આ માટે પ્રથમ 'વિશ્વદર્શન અને સમ્ભ્રમ' એવું મથાળું રાખ્યું હતું.

પથિક આ 'વિશ્વદર્શન'માં કેવલ જગતની સ્થૂલ ચીજો જ જોતો નથી, પણ ત્હેમાં અનેક મનુષ્યવૃત્તિઓ, આત્મસૃષ્ટિના દશ્યો અને તત્વજ્ઞાનનું સમ્મિશ્રણ અનુભવ છે. કાવ્યઅઙ્ગ સ્થૂલ ચીજોમાં ભાવનાનું આરોપણ છે.

શ્લોક ૧.

**લસિત હૃદયે**—શંકાની પરંપરામાં દૃઢ નિશ્ચયયુક્ત નહિ પણ વિચારોમાં આમ તેમ ખેંચાતાં હૃદયે. અનેક વિચારોના સરી જવાથી લીસું બનેલું હૃદય કિંવા સામાન્ય ભાવમાં હૃદયની 'તર્કવિતર્ક' પ્રતિ ઢળી જવાની રીતિથી સ્વાભાવિક "લસિત".

હરિણી—

ઉગી નિકટ વેલી ને પુષ્પો વિવિધ રસે ભર્યા,
મધુર મધુ શબ્દો વૃક્ષડાળીથી સુખી પંખીના,
દૂર રુદન-હાસ્યે ગર્જતી દિશા ચિત્ત ઘેરતી,
સ્વર વિચિત્ર મૃદુ વાદ્યોના અને ઉર પ્રેરતી— ૨

**તર્કવિતર્ક**—'**અજ્ઞેય**'માં જણાવેલી અનેક શંકાઓ.

**ને ફેંકે તે દૂર નયને**—જગતની કેટલીક રચનાઓ અને વસ્તુઓ સહજે સમજાય નહિ માટે સૂક્ષ્મદૃષ્ટિથી નિરિક્ષણ કરવું પડે છે. **અદીઠ**-પૂર્વે ન જોયેલું; ન દેખાતું.

શ્લોક ૨.

હરિણીવૃત્તમાં છઠ્ઠી અને દશમી શ્રુતિએ યતિ આવે છે, પણ અહિં તે નિયમ સાચવ્યો નથી. ભાવ પ્રમાણે એ યતિની જગ્યાએ એક યતિ સાતમી શ્રુતિએ મૂકયો છે.

શ્લોક ૨-૩ યુગ્મકલાપક છે. શ્લોકભંગ થયો છે પણ તે યથાર્થ વાંચનથી અનુકૂલ જણાશે. શ્લોકોનો ભાવમાં કેટલીક પ્રસિદ્ધ ઉપમાઓ છે તેમજ કેટલીક સૂક્ષ્મ-અને મનઃકલ્પિત નહિ તો પણ અપરિચિત છે. સ્થૂલ રીતે સૃષ્ટિની લીલાનું વર્ણન કર્યું છે.

**વેલી**—સ્ત્રીને વેલીની ઉપમા અપાય છે.

**પુષ્પો**—અનેક વિષયોને 'વિવિધ રસથી ભરેલાં' પુષ્પો માન્યાં છે.

**વૃક્ષડાળીથી**—જગતરુપી વૃક્ષની અનેક ડાળીઓ ઉપરથી રુપક.

**પંખીના**—ભિન્ન ભિન્ન પ્રકારના પંખીઓની માફક જાત

માલિની—

**વિમલ વહનવાળી બોધદાયી સરિતા,**
**અધિક વિમલ તેથી અર્કબિમ્બિત પ્રતિભા,**
**નભ ભૂની ક્ષિતિજે જે એકતા મોદ અર્પે,**
**પથિકહૃદય ખેંચે—વિશ્વનો એવી લીલા. ૩**

---

જાતના મનુષ્યો.

**રુદન-હાસ્યે**—દુઃખ અને સુખથી પીડિત અને હર્ષિત.

**ચિત્ત ઘેરતી**—પૂર્વના ધ્વનિનો નિર્ણય ન થવાથી આવા વિરુદ્ધ ભાવો ચિત્ત ઘેરતા.

**સ્વર વિચિત્ર**—રાગ, દ્વેષ, શોકાદિ અનેક ભાવયુક્ત

**મૃદુ વાદ્યોના**—કોમલ હૃદયોમાંથી ઉદ્ભવતા.

શ્લોક ૩.

**અને ઉર પ્રેરતી**—પ્રથમ પંક્તિથી પૂર્તિ થાય છે-'અને ઉર પ્રેરતી વિમલ વહનવાળી બોધદાયી સરિતા.' અહિં પ્રેમરુપી સરિતા. પ્રેમના વ્યક્ત ગુણોથી ભૂષિત સરિતા-જે હૃદયને ઉત્સાહ આપે છે કિંવા હેના મધુર રવ તરફ હૃદયને પ્રેરે છે-ખેંચે છે.

**વિમલ વહનવાળી**—મોહના સમ્મિશ્રણ વગરના શુદ્ધ પ્રેમનું વહન હંમેશાં 'વિમલ' જ હોય છે.

**બોધદાયી**—સાત્વિક પ્રેમથી જ્ઞાનનું સ્ફુરણ થાય છે.

**અધિક વિમલ**—માયામાં ઉદિત વિશુદ્ધ પ્રેમમાં કદાચિત્ મલનો સંશય હોય પણ તેથીયે 'અધિક વિમલ.'

હરિગીત—

**નચવેલીવાયુવૃષ્ટિનાસમ વિષમ—હૃદયે તે ધીરે**
**ચાલ્યો, ચકિત થૈ, નિરખવા સ્થૂલ સૃષ્ટિના શુભ હેતુને.**
**તહિં ચાલતાં જોતાં બધું ક્ષણુ ક્ષણુ તરંગો કંઇ ઉઠે,**
**ઉઠી તે શમે નિજરૂપમાં, ત્યાં પ્રથમમાં અનુભવ-ઉરે. ૪**

---

**અર્કબિમ્બિત્ પ્રતિભા**—એક પક્ષે સરિતામાં પડતું સૂર્યનું પ્રતિબિમ્બ. ગૂઢાર્થમાં—વિશુદ્ધ પ્રેમમય સ્થિતિમાં આત્મસ્વરૂપની પ્રતિચ્છાયા. ઉભય અધિક વિશુદ્ધ છે એ તો નિઃસંદેહ !

**એકતા**—દૂર ક્ષિતિજમાં જણાતું પૃથ્વી અને આકાશનું મિલન. આત્મતત્વનું બ્રહ્મસ્વરૂપ સાથે ઐક્ય એ ગર્ભિત.

**મોહ અર્પે**—આવા અલૌકિક મિલનથી હૃદય આનન્દ પામતું હતું. તેમ થયું ન હતું પણ તેવું થાય છે એમ જોતાં, એ ધ્યાનમાં રાખવું. જીવાત્મા આવા જ્ઞાનથી મુદિત થતો હતો કે, મ્હારૂં સ્વરૂપ તે અનન્ત બ્રહ્મસ્વરૂપમાં અન્તે લીન થશે !

**વિશ્વની એવી લીલા**—વિશ્વની આવી અનેક કૃતિઓ. પૂર્વે ઐક્ય દર્શાવી-ત્યાંથી બન્ધ કરી, પથિકહૃદયને એ સૌ ખેંચે છે એમ 'વિશ્વદર્શન' હેતુપૂર્વક અપૂર્ણ રાખ્યું છે.

શ્લોક ૪.

**નચવેલીવાયુવૃષ્ટિનાસમ**—વાયુ એ નચવેલી વૃષ્ટિના જેવી.

**વિષમ**—અવ્યવસ્થિત.

**ચકિત થૈ**—આ બધું જોયાથી.

**કૌતુક તોયે ચિત્તવસ્યું, જે ખેંચતું ઉરને હજી,**
**તે ખેંચતાં દૂર તે વધ્યો તહિં આવી દિનઅન્તે પછી. ૫**

---

**સ્થૂલ સૃષ્ટિના શુભ હેતુને**—અદૃશ્યસૃષ્ટિ આનન્દમય છે એમ હેને જ્ઞાન છે, પણ આ દૃશ્ય જગતની ઉત્પત્તિનો કોઇ 'શુભ' હેતુ હોવો જોઇએ-તે તપાસવા માટે. 'શુભ' અશુભ હજુ પથિક જાણતો નથી, પણ કવિ પોતાની માન્યતા પ્રતિપાદન કરે છે.

**તહિં ચાલતાં જોતાં બધું......**—જગતની વિશેષ ચીજોના સંસર્ગમાં આવતાં માનવહૃદયમાં ક્ષણે ક્ષણે નવીન તરંગો ઉઠે છે; પણ અનુભવનું આ પ્રથમ મંગલાચરણ હોવાથી તેમજ હેનું યથાર્થ નિરાકરણ ન થવાથી આવી અનેક શંકાઓ સમી જાય છે.

શ્લોક ૫.

**કૌતુક તોયે ચિત્તવસ્યું**—આવી શંકાઓ જો કે યથાર્થ નિરાકરણના અભાવે શમી જતી હતી, તોપણ જગત ઉત્પત્તિનો ઉદ્દેશ હજી હેના ધ્યાનમાં આવ્યો ન હતો; એટલે તે જાણવાના કુતુહલથી 'તે'-પથિક જગતના અનુભવમાં આગળ ધસે છે.

**દિન અન્તે**—બાલક પોતાની તે સ્થિતિમાં કંઇક નિર્લિપ્ત છે કે જ્યારે આત્માનો પ્રકાશ આચ્છાદિત થયો નથી. પણ ધીમે ધીમે તે સ્થિતિ જતાં જ્યારે અજ્ઞાન-તિમિર 'દિન અન્તે' જગતને ઘેરે છે ત્યારે. મૂલ ભાવને સ્થૂલ રીતે ચાલુ રાખી કાણ્ડ ૩-'**યોગી**'નું સંલગ્ન બહુ વિચિત્ર રીતે થયું છે.

# ૩. યોગી

વૈતાલીય —

**રજનિ ઘનઘોર વિજને,**
**નહિ જ્યોતિ જરી જ્યાં પ્રકાશવા,**
**વટવૃક્ષથી વિંટળાયલી,**
**ભૂમિ ભાળી, મધુ ગાન ગર્જતી. ૧**

---

**યોગી**—જગતના કેટલાક કટુ અનુભવ પછી મનુષ્યનું હૃદય જોકે તે તરફ પ્રથમ ઘસડાયું હોય છે, તોપણ તેથી મુક્ત થવા ઇચ્છે છે. આમાં પ્રથમની વિષયલાલસા અને પશ્ચાત્ વૈરાગ્ય ઉભય સત્ય-જ્ઞાનના અભાવનું પરિણામ છે, એમ કવિ માને છે. 'યોગી'ને પણ આ જ સ્વરૂપમાં ચિતર્યો છે. પોતાનાં પાછળ બતાવેલાં જ્ઞાનને તેણે અનુભવમાં મૂક્યું નથી, પણ જ્ઞાન પૂર્વેની પોતાની મધ્ય સ્થિતિ જ ચાલુ રાખી છે. સામાન્ય યોગીમાં અપૂર્ણતા માનવાનું કારણ આ! અને તેથી જ કૃષ્ણ જેવા યોગીને સત્ય અને યથાર્થ યોગી ગણી, '**દ્વિતીયધ્વનિ**'માં ત્હેની ચેષ્ટાઓને જ્ઞાનપૂર્ણ માની છે—કેમકે ત્હેમાં જ્ઞાનને આચારમાં પ્રત્યક્ષ કરી બતાવ્યું છે. છતાં કાવ્યભાવમાં સ્થૂલ રાત્રે 'પથિક'નું યોગી સાથે મિલન અતિ હેતુપૂર્વક અને સ્વાભાવિક વર્ણવ્યું છે. '**પ્રથમધ્વનિ**'માં આ યોગીના વાદ્યના સ્વરો સંભળાય છે.

ક્ષીણ ચન્દ્રની જ્યોતિનાસરગી
બળતી એક ધુણી હતી ઝીણી,
તહિં પાસ અદ્દભૂત યોગી કો'
શિર શિખા, મુખ સ્મિત શોભતો. ૨

---

કાણ્ડ ૩—'યોગી'નું પ્રથમ મથાળું ' સંસારાન્ધકારમાં આત્મ-પ્રતિભા ' એવું રાખ્યું હતું; પણ તે ઘણું લાંબુ તેમજ કેવલ એત-દ્દેશીય હતું જ્યારે આ વિશેષ યોગ્ય, સૂચક તેમજ સર્વભાવાનુકૂલ છે આત્માની તે સ્થિતિનું યોગીમાં આરોપણ આગળ સ્હમજાશે.

શ્લોક ૧.

રજનિ ઘનઘોર—અતિ અજ્ઞાનમય સ્થિતિ.

વિજને—ત્યાં અન્ય સ્વજન નથી માટે.

નહિ જ્યોતિ જરી......—એક તો રાત્રિ અને ત્હેમાં 'વટવૃક્ષથી ભૂમિ વિંટળાયલી ' એટલે સૂર્ય અગર ચન્દ્ર પ્રકાશતા હોય તોપણ ત્હેની જ્યોતિ ત્યાં પ્હોંચી શકતી ન હતી. આમાં જગતને અરણ્યરૂપે જૂવે છે, ત્હેનો દેખાવ છે. વૈરાગ્ય દૃષ્ટિથી જગતની આ સ્થિતિ—કે જ્યારે આત્માની પ્રેમમય સ્થિતિનો દૃશ્ય જગતમાં અનુભવ થયો નથી. એથી ઉલટી નીચે વર્ણવેલી પ્રેમમય સ્થિતિ—કે જેમાં વૈરાગ્યની દૃષ્ટિ આત્મસાક્ષાત્કાર સમયે અને ત્યાર પછી રૂપા-ન્તર પામે છે. વૈરાગ્યનું પ્રેમમાં રૂપાન્તર એના એ જ જગતને, કે જે પ્રથમ અરણ્ય લાગે છે ત્હેને, ઉદ્યાનરૂપે જૂવે છે:—

માલિની—

ઉંઘડી પછી ધીમેથી અક્ષિ ત્યાં વાયુ વાતાં,
મધુર મધુર ઝીણો દેહને સુખ દેતો;
કંઈ કંઈ રતિમિષે, આવી ધીમે અડ્યો તે
સકલ કમલ અંગોના સૂર્ય શું ખીલવીને. ૧

નવ મમ નયને તે સ્નેહરૂપે વસ્યો, ને
જગત્ પછી જણાયું પ્રેમમાં રેલતું હા!
સુહૃદ હૃદય તેથી, નેત્રની સાથ વ્હેતાં,
પ્રણયમય સરિતામધ્ય ન્હાતું રહ્યું તે. ૨

ફરી ફરી નિરખું જ્યાં અક્ષિથી માંડી માંડી,
ત્યમ ત્યમ વધુ લાગે વિશ્વ સ્નેહે સજેલું:
નહિ કહિં વગ વિશ્વે જે ન પ્રેમે પૂરેલો,
અખિલ ભુવન લાગ્યું સ્નેહસાયુજ્ય રૂપ્યું. ૩

નિરખું ભૂમિ રહ્યો તે, "શું હશે સત્ય જોતો?
"નહિ વન કહિં દીસે, ક્યાં બધું એ ગયું હા!
"રસહીન ગણી જેથી બીતિના કારણે હું
"દૂર દૂર વસતો તે—આ હવે શું જણાય? ૪

વિપિન નવીન થૈને સ્નેહ-ઉધાન લાગ્યું
સુમન રસદ પૂર્યું, વેલી-સૌન્દર્ય સાથે:
નવલ અવલ ઝૂકી ઝૂકતી ફૂલવાડી,
વિવિધ સુરસ પુષ્પોથી વધુ બ્હેકતી ત્યાં; ૫

શ્રવણ કઠિન ઘોષો, પ્રેમ સુમધુર પૂરી,
પ્રણયગીત સુણાવે આત્મના કૈંક દૈવી;
ગરજન નભ થાતું, ના વધુ બ્હીવરાવે,
પણ મુજ પ્રણયીના શબ્દને એ સુણાવે. ૬

*

ક્ષણિક પલક પડતાં આ બધો ભેદ જોયો,
પણ એ બધું દીસે છે કાર્ય તો બંસીનું હા!
પ્રણયમધુર પૂર્તિ, બંસીના નાદમાં મ્હેં,
સુણી, પછી ચિત્તવૃત્તિને વિષે આ દીસે છે. ૭

( દ્વિતીયધ્વનિ—ઉન્મેષ, સ્નેહસાયુજ્ય )

આ ઉન્મેષ—જ્ઞાનને આચારમાં મૂકનાર કૃષ્ણ એ આદર્શયોગી અને અહિં વર્ણવેલો કંઈક અપૂર્ણ!

**વટવૃક્ષથી વિંટળાયલી**—માયારૂપી વડનું ઝાડ અને ત્હેની અનેક પ્રસરેલી ડાળીઓથી વિંટાયલું જગત્.

**મધુ ગાન ગર્જતી**—આવાં ઘોર અરણ્યમાં પણ કૈંક મધુર સ્વરો શ્રવણે પડે છે.

**असंख्य बन्धनमाझे महानन्दमय**
**लभिब मुक्तिर स्वाद !**

( ગીતાંજલિ )

ચિત્ર કાવ્યમાં—વાર્તારૂપે અહિં યોગીના વાદ્યના સ્વરોથી ભૂમિ 'ગાન ગર્જતી' લાગે છે. જગતની અજ્ઞાનમય સ્થિતિમાં, આત્મા પોતાની ઝાંખી પ્રેરણાઓથી ગાન પૂરે છે. સૃષ્ટિના યથાર્થ ઉદ્દેશને ન સ્હમજતા મનુષ્યો પણ આત્માના આનન્દરૂપ ગુણનો કેટલાંક દ્રવ્યોમાંથી સુખરૂપે અનુભવ કરે છે; આનંદ નહિ!

શ્લોક ૨.

**ધુણી**—આવાં વિકટ જંગલમાં યોગીને પ્રકાશનું સાધન ન હતું, છતાં યોગીએ પોતે ત્હેમાંનાં જ દ્રવ્યો એકઠાં કરી ત્યાં પ્રકાશ કર્યો. જો કે તે પ્રકાશ ઘણો ન હતો તોપણ 'ધુણી' જેટલો–પોતાની આસપાસ અજવાળું પાડતો હતો. આ 'ધુણી' તે અનુભવથી ઉદિત થયેલાં જ્ઞાનની 'ધુણી.' એ સંપૂર્ણ નથી પણ 'ક્ષીણ ચન્દ્રની જ્યોતિના જેવી, તો ખરી! દૈવીજ્ઞાન રજનિમાં ચન્દ્રના ખીલવાથી આગળ ઉપર દ્વિતીયધ્વનિમાં પૂર્ણ પ્રગટશે.

**અદ્ભુત યોગી**—આગળ વર્ણવેલો અવધૂત.

**શિર શિખા**—તદ્દન કુદરતી; પોતાનાં કંઇક સત્ય સ્વરૂપમાં.

**મુખ સ્મિત**—આનન્દમય.

શ્લોક ૩.

**વાદ્ય**—વાજિત્ર. અહિં વીણા નહિં પણ તંબુરો.

**સ્વસ્થ ચિત્તે**—કેમકે હવે પછીના ત્હેના તંબુરાના સ્વરો સંકલિત અને સંપૂર્ણભાવસૂચક છે.

ઈન્દ્રવજ્રા—

લીધું હતું વાદ્ય ઉછંગ તેણે,
ને સ્વસ્થ ચિત્તે, સુખશાન્તિથી તે
તન્ત્રી ધીમા અઙ્ગુલીથી હલાવી,
આનન્દ લેતો મન નિજ સાથે. ૩

ત્હેના સ્વરો દિવ્ય આહ્‌લાદદાયી,
ધસ્યા ધીમે કર્ણપટે, પછીથી

---

**સુખ શાન્તિથી**—શાન્તરસ પ્રાધાન્ય-સ્થાયી રસ છે તેથી. ચેષ્ટા સ્વાભાવિક છે.

**તન્ત્રી**—તાર. **અઙ્ગુલી**—આંગળી.

**આનન્દ લેતો**—વાક્યમાં જોડણીના સહજ ફેરફારથી શ્લેષાલંકાર થાય છે. ઘોર જંગલમાં આનન્દ આપનાર કોઈ વસ્તુ ન હોવાથી 'યોગી' પોતાથી જ પોતે આનંદ પામે છે એમ ધ્વનિ.

## શ્લોક ૪.

ઉપરનું શ્લોક ૧-૨-૩ નું ચિત્રાત્મક કાવ્ય પૂરૂં થતાં વાર્તા પાછી પૂર્વ સન્ધાનથી ચાલુ થાય છે. જે 'પથિક' જગતને કુતૂહલથી જોવા નિકળે છે તે સૂર્યાસ્ત પછી પાસેના એક જંગલમાં આવી ચ્હડે છે. ત્યાં એક યોગી તંબુરો બજાવે છે ત્હેના સ્વરો ત્હેને દૂરથી સંભળાય છે.

**ચિત્તે સમાધિસુવિલીન થતાં,**
**એકાગ્રતાથી સુણવા તે લાગ્યો:— ૪**

---

જેમાં જેને આનંદ મળતાં તે ત્યાં જ થમ્ભે છે.

**દિવ્ય આલ્હાદદાયી**—આત્માની ગુહામાંથી નિકળતા હતા તેથી 'દિવ્ય', અને સંગીતનું એક જ સાધન હોવાથી આનન્દદાયી.

**ધીમે**—પ્રેરણાની શરૂઆત તેથી.

**સમાધિસુવિલીન**—સંગીતના દિવ્ય સ્વરોમાં એકાગ્ર થતાં જાણે સમાધિની સ્થિતિમાં ચિત્ત નિરોધ થઇ તે સાંભળતો ન હોય તેવી રીતે. પથિકને સમાધિની સ્થિતિમાં યોગીના તંબુરાના સ્વરો સાંભળવાની ગુંથણી અતિશય હેતુપૂર્વક છે. સમાધિનું નિરુપણ સ્થૂલ દૃષ્ટિથી થઈ શકે નહિ એ ખાસ કારણ; અને તેથી જ આગળ ઉપર તંબુરાના સ્વરો બન્ધ થતાં પથિકના પોતાના હૃદયમાં આંતરધ્વનિ ઉદ્ભવે છે; એ સર્વ સમાધિનું પરિણામ.

હવે અહિં એક શંકા થાય છે કે પથિક—જીવાત્મા આવા આત્મ-પ્રતિભા—સંગીતના સ્વરોમાં કેવલ સાંભળતાં તાત્કાલિક લીન કેવી રીતે થઇ શકે? આ શંકા અસ્થાન નથી, એટલું જ નહિ પણ એ શંકાનું નિરાકરણ ન કરવામાં આવે તો તે એક પ્રકારનો કાવ્ય દોષ જ ગણાય. આથી એક ક્ષેપક શ્લોકની અગત્યતા જણાઈ, પણ તે મૂલમાં ન લેતાં

અહિં ટીકામાં જ આપવો યોગ્ય લાગે છે. મૂલમાં આપતાં કાવ્ય ખણ્ડિત થાય છે. એટલે યોગીના તંબુરાના સ્વરો અને પથિકના કર્ણપટ વચ્ચે આ શ્લોક તદ્દન અસમ્બન્ધ લાગ્યા વિના રહે નહિ. તેમ છતાં આ ક્ષેપક શ્લોકને મૂલ સાથે વધુ સમ્બન્ધ ન હોતાં કેવલ વાચકની શંકાના નિવારણાર્થે જ તે મૂકવો પડે છે.

ઇન્દ્રવજ્રા—

સંગીતના દિવ્ય ધ્વનિ વિશેષે<br>
આકર્ષતા ઉર સુસંસ્કૃતિના,<br>
ને તેથી જાગે સ્વરયોગ ત્યારે<br>
થાયે વળી લીન સ્વચિત્ત ત્હેમાં.

એટલે આવી રીતે ચિત્તની એકાગ્ર સ્થિતિ થતાં, વિશુદ્ધ હૃદય, અન્ય વિષયોનાં આંદોલનોથી વિરક્ત થઇ—કેમકે સ્વરયોગમાં ચિત્ત વિશેષ લીન થતું જાય છે, અન્તે સહજ સમાધિમય સ્થિતિમાં આવી જાય, અને ત્યાં જગતનું અનેક દૃષ્ટિથી પૃથક્કરણ કરવું, સ્વાભાવિક અને શક્ય છે.

'**યોગી**' ના આખા કાણ્ડમાં જ જ્ઞાનની બાલ્યાવસ્થા અને એકદેશી વલણ '**પ્રથમધ્વનિ**' અને તત્વવિષયની શરૂઆત હોવાથી, બાધરૂપ ન ગણાશે.

# ૪. અધ્યાસ

વંશસ્થ—

> "વિભુ ઉરે જો ! સ્થૂલ સૃષ્ટિના સાધના
> "અગણ્ય ઉદ્દેશની, ઐક્યને ધરી;
> "રચાયલી કૃતિ વિલક્ષ્યતાથી ત્યાં
> "જણાય છે ભિન્ન સ્વદૃષ્ટિ ભેદથી. ૧

---

**અધ્યાસ**—ઉપાધિયુક્ત દુઃખ, ભયાદિનો અધ્યાસ. અહિં મથાળું 'અધ્યાસ' એટલું જ રાખ્યું છે પણ મૂલ લખાણ વખતે 'ઉપાધિયુક્ત અધ્યાસક્ષૂલ્લકતા' એમ લીધું હતું.

યોગીના તંબુરામાંથી નિકળતા સ્વરોમાં 'અધ્યાસ' પ્રથમ આવવાનાં બે કારણો આપી શકાય. (૧) વૈરાગ્ય પૂર્વેની બ્રાન્તિનું યોગમાં સતજ્ઞાન થયું; એટલે ત્હેના સ્ફૂટ ઉદ્ગારરૂપે. (૨) તત્વજ્ઞાનમાં શંકાસમાધાન પ્રથમ આવશ્યક હોવાથી. એ માટે પણ ક્ષેપક શ્લોક મૂલમાં ન લેતાં નીચે આપ્યો છે. એથી તંબુરાના આવા સ્વરોનું કારણ ધ્યાનમાં આવશે.

ઈન્દ્રવજ્રા—

> બ્રાન્તિમયી દુઃખદ કલ્પનાઓ,
> ને વ્યોમ આંદોલન ઉર ઘેરે;

મૂઢાત્મનું ચિત્ત ભ્રમિત, પ્હેલું
શંકાસમાધાન સુયોગ્ય ચાહે.

પણ જો કેવલ એટલા જ માટે '**અધ્યાસ**' નો કાણ્ડ અન્ય વિષયોથી પ્રથમ આવે તો કાવ્યૌઘને પોતાની મરજી પ્રમાણે ખેંચતાં ત્હેમાં સરલતા ન રહે; તો ત્હેનાં કારણમાં એમ પણ કહી શકાય કે, પથિક આવ્યો તે પૂર્વે સ્વરો સતત નિકળતા જ હતા પણ પથિકને '**અધ્યાસ**' થી સંભળાયા.

કાણ્ડ—૧ '**અજ્ઞેય**' ના શ્લોક ૬ માં જણાવેલાં આંદોલનો જગતને સવિશેષ ઘેરે છે, એટલે ચિત્તની અવ્યવસ્થિત સ્થિતિમાં '**યોગી**' પાસેથી આવાં જ્ઞાનની જરૂર છે.

'જગત્ સુખમય છે કે દુઃખમય ?' એ મહાપ્રશ્નને અહિંથી સ્પષ્ટ કરવા યત્ન કર્યો છે. કવિની માન્યતા '**જગત્ સુખમય છે**' એને અનેક સિદ્ધાંતોથી પોષણ આપ્યું છે. ભિન્ન ભિન્ન દૃષ્ટિથી એ પ્રશ્નનું અવલોકન કરી કવિનો અન્તિમ નિર્ણય તે માટે દર્શાવી અન્ય વિષયની ગુંથણી કાણ્ડ ૭–૮ થી કરી છે.

શ્લોક ૧.

**સ્થૂલ સૃષ્ટિ સાધના**—દૃશ્ય જગતને પોષવાની અને સિદ્ધ કરવાની અનેક પ્રકારની ક્રિયા.

**અગણ્ય ઉદ્દેશની**—બુદ્ધિમાં પણ ન આવી શકે એવા વિવિધ હેતુપૂર્ણ.

**ઐક્યને ધરી**—ઉદ્દેશમાં અને સાધનામાં વિવિધતા છે તોપણ

"અનેક ચિત્રો ચલદૃષ્ટિમાં ભર્યા.
"અનુભવે ભેદ જણાય સર્વનો,
"ન જાણતું ઉર, વિષાદ ધારીને,
"ગણે સઉ ચિત્ર ભ્રમે, અહેતુનાં. ૨

---

તે સર્વમાં સમાન ઐક્ય રહ્યું છે.

**રચાયલી કૃતિ......**—અસાધારણ હેતુથી રચાયલું દશ્ય જગત્ જો કે દેખાવમાં અનેક પ્રકારની ભિન્નતાથી ગુંથાયલું જણાય છે તોપણ અન્તે એકતા અનુભવે છે.

વિભુની આવી વિચિત્ર કૃતિમાં આપણને અન્તિમ ઐક્ય જણાતું નથી પણ દૃષ્ટિ ભેદને લીધે ભિન્નતા જ માલમ પડે છે. આવી જ રીતે,

વસન્તતિલકા—

આનન્દ જો કે જગથી નહિ ભિન્ન તોયે
આ સ્થૂલરૂપ ગણતું વિપદો અતિશે; શ્લો૦ ૬, પૂર્વાર્ધ.

શ્લોક ૨.

**ચલ**—ચલિત, સ્થિર નહિં પણ વિકારયુક્ત અર્થાત્ સ્થૂલ.

**અનુભવે ભેદ જણાય......**—જગતમાં અનેક પ્રકારનાં ચિત્રો નજરે જોવાનાં મળે છે, પણ તે સર્વનો ગુપ્ત હેતુ-જ્ઞાન અનુભવ પછી સમજાય છે. ધ્વનિ એવો છે કે, જગતમાં જણાતું દુઃખ વાસ્તવિક દુઃખ નથી પણ સુખનું ઉદ્દીપન કારણ છે.

"જરા જતાં વિશ્વસુહેતુગર્ભમાં,
"સુખે દીસે ત્યાં ભય આકૃતિ ઝીણી,
"જણાય એ પ્રૌઢ સ્વકલ્પના મહિં,
"ક્ષણિક તોયે ચિર દૃષ્ટિ ભેદથી. ૩

---

આવાં અનેક પ્રાચીન દૃષ્ટાંતો સાંભળવામાં આવે છે તેમજ હાલ પણ એવું અનુભવવામાં આવે છે. **માનસિકયોગમાં એને 'બદલો'** કહી શકાય. (Law of Compensation.) દુઃખ એ પરિવર્તન પામેલું સુખ છે.

ગરબી --

ઢાંકે ઘન રવિને નભમાંહ્ય તે
ક્ષણ રવિ કલ્પવા રે લોલ!

રજનિ ઘેરે કલીને તેજથી
તે ફરી ખીલવા રે લોલ!

**ન જાણતું ઉર......**--વિભુની આ 'અગણ્ય ઉદ્દેશની' 'રચાયલી કૃતિ' નાં 'અનેક ચિત્રો' નો 'ભેદ' જે હૃદય જાણી શકતું નથી તે કેવલ 'ભ્રમથી',--કેમકે સત્ય હજી હેને સમજાયું નથી માટે, તે સર્વ ચિત્રોને 'અહેતુનાં'-હેતુશૂન્ય, ગણે છે. આથી પરિણામે ગ્લાનિ થાય છે પણ તે ઉપયુક્ત અજ્ઞાનનું જ ફલ. અર્થાત્ જગતમાં જે દુઃખની સ્થિતિ જણાય છે તે સુખનું સત્ય સ્વરૂપ ન જાણવાથી. આ દૃશ્ય કિંવા તાર્કિક દૃષ્ટિ થઇ.

## શ્લોક ૩.

**વિશ્વસુહેતુગર્ભમાં**--અજ્ઞાનની દૃષ્ટિમાં તો જગત્ દુઃખમય જણાય છે, પણ જ્યારે જ્ઞાનથી આપણે ત્હેનો શુભ ઉદ્દેશ જરા જાણતા થઇ ત્હેની શોધમાં ઉંડા ઉતરીએ છે ત્યારે.

**મુખે**--અંદર તો તેવું કંઇ જ નથી, પણ કેવલ દ્વાર આગળ રોગ, મૃત્યુ, દુઃખાદિ ઉપાધિયુક્ત એક ભયરુપી 'ઝીણી આકૃતિ' પ્રથમ નજરે પડે છે.

**પ્રૌઢ સ્વકલ્પના મહિં**--'પ્રૌઢ' ની જગ્યાએ મૂલ વાંચન 'ભવ્ય' હતું પણ ત્હેમાં યથાર્થ ભાવની ન્યૂનતા હોવાથી 'પ્રૌઢ' શબ્દ મૂક્યો છે. વસ્તુતઃ તે આકૃતિ પ્રમાણમાં અતિશય ઝીણી હોવા છતાં **કેવલ કલ્પનાથી જ** આપણને મ્હોટી અને ભયાનક જણાય છે.

**ક્ષણિક તોયે ચિર**--એટલું જ નહિ પણ તે આકૃતિ ક્ષણિક છે, ત્હેમ છતાં બુદ્ધિની વિષયતાથી તે નિત્ય લાગે છે. અર્થાત્ દુઃખ, ભયાદિ કદાચિત્ હોય તો પણ તે અલ્પકાલીન છે એટલે તે ઉપરથી જગત્ ભયપૂર્ણ છે એમ માનવું એ માત્ર દૃષ્ટિભેદનું જ પરિણામ ગણાય. વિશેષ ખુલાશો નીચેના શ્લોકોમાં કર્યો છે પણ તે મૂલમાં ન લેવા.

પ્રિયા છંદ --

લઘુ દૃષ્ટિએ, ચિત્ત ભ્રાન્તિથી,
મન ધારતું, દુઃખ દેખીને, ૧
શુભ હેતુનું--જગ દૃશ્ય આ,

વસન્તતિલકા—

"એ વ્યાપતો જગ—ઉરે ભય કો' પ્રચંડ,
"ને જોરથી હરી જતો મધુ શાન્તિ સર્વે;

---

કંઇ કારણે, ન્યૂન જ્ઞાનના, ૨
'ક્ષણ એકનું, તિમિરે સૃજ્યું
'રસ નિર્મૂલ, ભયથી ભર્યું.' ૩

પ્રિયા છન્દનું માપ--

લલ ગાલગા

અહિં દરેક લીટીમાં એકંદર માત્રા સાત અને અક્ષર પાંચ છે.

લઘુ દૃષ્ટિએ ચિત્ત ભ્રાન્તિથી,
લલ ગાલગા, લલ ગાલગા.

શ્લોક ૧–૨–૩ કલાપક છે.

શ્લોક ૪.

**જોરથી હરી જતો......**--જગતમાં વ્યાપ્ત અનેક પ્રકારનો ભય જગતમાં રહેલા આનન્દનો અનુભવ કરવા દેતો નથી. દિનરાત ભયમાં જ ગ્રસ્ત થયેલાં મનુષ્યો જગતના શુભ હેતુનું નિરિક્ષણ કરવા જાય છે ત્યાં પણ તેમને ભયનો જ ભાસ થાય છે. એટલે જગત સુખ કિંવા આનન્દપૂર્ણ હોવા છતાં ભયની આવી કંઇક ઝાંખી-કલ્પના ત્હેમાં રહેલી 'મધુ શાન્તિ' નો નાશ કરે છે. અહિં આરોપણથી ફલોત્પેક્ષાલંકાર થાય છે.

"તે કલ્પનાથી ઉપની, લય પામતો ત્યાં,
"તોયે ક્ષણિક સ્થિતિથી જગ પીડતો હા ! ૪

"આ વિશ્વની છવિ, અગમ્ય રસે રસેલી,
"ને વેલ સ્નેહરૂપ સુન્દર ચીતરેલી;
"સૌન્દર્ય એ સકલ, નિર્દય ભૂસતો કો',
"કલ્પિત હસ્ત નિજ, અન્ય ન, વિસ્તરેલો. ૫

---

**ઉપની**—ઉપજી. પ્રયોગ રૂઢ છે.

**જગ પીડતો**—જગતમાં ભય જણાય છે તે કેવલ કલ્પનાથી જ ઉત્પન્ન થયેલો છે, કેમકે જેઓ ભય નથી માનતા તેઓને કોઇ પણ પ્રકારનો ભય નથી જ. એટલે એ માન્યતા કિંવા કલ્પનાનું પરિણામ થયું. તેમ છતાં કદાચિત્ તે છે એમ સહજ માનીએ તો તે 'ક્ષણિક' છે; અને કલ્પનામાં જ લય પામે છે. આ રીતે જે દુઃખનો અધ્યાસ થાય છે તે કંઈ જ નહિ પણ મનઃ કલ્પિત સ્થિતિનું ફલ.

<u>શ્લોક ૫.</u>

**અગમ્ય રસે**—વિવિધ, વિચિત્ર અને કલી ન શકાય એવા રઙ્ગોથી. છવિ–છબી. રૂપક અલંકાર.

**વેલ સ્નેહરૂપ**—જેમ ચિત્રની ફરતે વેલ ચિતરવાથી તે અધિક રમ્ય લાગે છે તેમ અહિં જગતને સ્નેહ–પ્રેમથી ગુંથી વિશેષ આકર્ષક અને મનોરમ્ય બનાવ્યું છે.

"આનન્દ જો કે જગથી નહિ ભિન્ન તોયે,
"આ સ્થૂલરૂપ ગણતું વિપદો અતિશે;
"ભ્રાન્તિથી બાંધી દુઃખ-કોટ, વળી ફરી તે
"કાં વ્યર્થ યત્ન કરતું યુગ તોડવાને. ૬

---

**કલ્પિત હસ્ત નિજ**—જગતનું આવું સૌન્દર્યપૂર્ણ ચિત્ર મનુષ્યની દૃષ્ટિમાં આવે છે તે પૂર્વેલાં તો કોઈ 'નિર્દય' હેને દૃષ્ટિ આગળથી ભૂસતો જણાય છે. આ ભૂસનાર કોઈજ નહિ પણ પોતાનો હાથ છે, અર્થાત્ અવયવરૂપે કલ્પના. નહિ તો ભય એવું કોઇ બીજું તત્વ નથી કે જે આ સૌન્દર્યને હરી જાય.

શ્લોક ૬.

**આનન્દ જો કે જગથી......**—જગત્ આનન્દમાંથી જ થયેલું કિંવા આનન્દપૂર્ણ જ છે, તોપણ આ દેહ હેનું સત્ય રહસ્ય ન જાણતાં હેને અનેક ભયથી ભરેલું માને છે.

आनन्दादेव खल्विमानि भूतानिजायन्ते ।

ઉપનિષદ્

અગર બીજી રીતે કહીએ તો,

आनन्दादेव तज्जातं तिष्ठत्यानन्द एव तत्
आनन्द एव लीनम् ।

પંચદશી

**ગણતું**—વાસ્તવિક રીતે નહિ પણ કેવલ ભ્રાન્તિથી માની લેતું.

**વિપદો**—દુઃખ; વહોરી લીધેલી આપદા.

**કાં વ્યર્થ યત્ન કરતું**—જગતમાં દુઃખનું અસ્તિત્વ ન હોવા

"અન્તે અનુભવ ઉરે શીખવે પ્રકાશી,
"આત્મા પૂરે તવ સ્વચેતનતેજરાશિ,
"જ્યોતિ પછી ઝળહળી ભૂપટે બતાવે,—
"'હાસ્યે સુહાસ્ય પ્રસરે દુઃખ રુદને છે.'" ૭

---

છતાં કેવલ 'ભ્રાન્તિથી'જ મનુષ્ય દુઃખરુપી કોટ પોતાની ફરતે બાંધી લે છે, અને મુક્તિ અર્થે ત્હેને તોડવાનો જીવનાન્ત સુધી નકામો યત્ન કરે છે. આથી જીવન જગતનો આનન્દ અનુભવવામાં યોજાવું જોઇએ ત્હેને બદલે આવાં જાતેજ ઉત્પન્ન કરેલાં—માની લીધેલાં દુઃખોને દૂર કરવામાં નકામું જ વ્યતિત થાય છે; કારણકે, (૧) 'યુગ' શબ્દથી ગર્ભિત અનેક જન્મો માનીએ તોપણ તે આવાં 'ભ્રાન્તિમયી' દુઃખ દૂર કરવાના પુરુષાર્થરુપે નકામા! (૨) વસ્તુતઃ એ પોતાની જ કલ્પના હોવાથી આ 'યત્ન વ્યર્થ'!

શ્લોક ૭.

અન્તે—આ પ્રમાણે નકામો યત્ન કરતાં કરતાં કોઇક વખતે, આખરે 'અનુભવ પ્રકાશી' નિકળે છે, અને આવા અનુભવને આત્મા સાક્ષાત્કારરુપે પૂર્તિ આપે છે.

જ્યોતિ પછી......—આ સૂક્ષ્મ જ્યોતિની અસર સ્થૂલમાં પણ આવે છે અને જગત્-પટ' પર નીચે પ્રમાણે બતાવે છે કે,—"જગતને સુખપૂર્ણ માની અનુભવશો તો આનન્દ મળશે અને દુઃખ-દૃષ્ટિથી જોશો તો દુઃખી થશો."

# ૫. ભ્રાન્તિમૂલ

ઈન્દ્રવજ્ર—

અન્તિમ વાક્યે, પટ દૂર થતાં,
ગાઢું તિમિર દૃષ્ટિથી નાશ પામ્યું;
ઓચિન્ત્યું ખૂલ્યું તહિં સત્ય રૂપ,
બોલ્યું પછી, ગમ્ભીર સાદ કુહાડી:– ૧

---

**ભ્રાન્તિમૂલ**—પૂર્વે જણાવ્યું તે પ્રમાણે જો ગણી લઇએ તો હજી એક શંકાને સ્થાન રહે છે. તે એ કે, જો દુઃખ એવી મૂલ વસ્તુ ન હોય તો ‘તે છે’ એવી ભ્રાન્તિ થઈ ત્હેનું મૂલ ક્યાં? આ કાણ્ડમાં તે **‘ભ્રાન્તિમૂલ’** શોધવાનો સહજ પ્રયત્ન છે. સિદ્ધાંતોની પુનરુક્તિથી કાવ્ય દોષિત થવાના ભયથી આ કાણ્ડમાં માત્ર ત્રણ શ્લોકોથી જ દુઃખ–ભ્રાન્તિનું મૂલ છેડ્યું છે.

<u>શ્લોક ૧.</u>

**અન્તિમ વાક્યે**—યોગીના છેવટના સ્વરો પૂર્વ કાણ્ડના શ્લોક ૭ ની અન્તિમ પંક્તિના અવતરણથી પૂર્ણ થાય છે. યોગીએ પોતાને સૌમ્ય સુરો છેડ્યા અને પથિકના અનેક તર્કવિતર્કે ત્યાંથી આન્તર પરિવર્તન અનુભવવા માંડ્યું. ‘હાસ્યે સુહાસ્ય પ્રસરે દુઃખ રુદને છે’ એ છેલ્લા અનુભવના ઉદ્‌ગારે સ્મૃતિના કુંડમાં ચીણગારી નાંખી.

> " અન્ધાર-છાયા જગ—અઙ્ગ ઢાંકે,
> " ને હેતુ ત્યાં ભ્રુસ કરે તિમિરેઃ
> " આનન્દ-ભાનુ, ફરી ઢાંકતાં ત્યાં
> " ક્ષણિક કૈં વાદળ કલ્પનાનાં. ૨

---

**પટ દૂર થાતાં**—આ ચીણુગારીથી જ્ઞાન-અગ્નિ સતેજ થયો, એટલે સ્વાભાવિક જ ભ્રાન્તિનું આવરણ દૂર થતાં, દુઃખ, ભયાદિનું 'ગાઢું (મનઃ) તિમિર' જે કંઈક આકારમાં દૃષ્ટિ સમક્ષ જણાતું હતું તે કોઈ પણ પ્રકારના પ્રયત્ન વગર આપોઆપ જ લય પામ્યું. 'આપોઆપ લય પામવાનું' કારણ એ કે, ત્હેની વાસ્તવિક સ્થિતિ હતી જ નહિ.

**ઓચિન્ત્યું ખૂલ્યું તહિં......**—આવું ભ્રાન્તિમય આવરણ નાશ પામતાં જે સત્યરુપ હતું જ તે એકદમ ખૂલ્યું. નવું ઉત્પન્ન થયું ન હતું ચાટે 'ઓચિન્ત્યું ખૂલ્યું.'

**ગમ્ભીર સાદ ક્હાડી**—આ બધી આન્તર ક્રિયાઓ છે એટલે બોલવાપણું સ્થૂલ ન હતું પણ પ્રેરણાત્મક! હવે પછીના ઉદ્‌ગારો 'સત્યરુપ' પાસે બોલાવવાનું કારણ એ કે, (૧) તે સત્યરુપ છે, એટલે પોતે ભ્રાન્તિ નથી પણ ભ્રાન્તિનું કારણ જાણે છે, (૨) આપણું કથન ભ્રાન્તિમાંથી ઉદ્‌ભવતું હોવાથી તે ભ્રાન્તિમય હોવાનો સંભવ, (૩) આંતરપ્રેરણાની સ્વભાવિકતા.

**શ્લોક ૨.**

**અન્ધાર-છાયા**—અજ્ઞાનરુપી અન્ધકાર.

"દુઃખે ભર્યું હ્રુદય તેથી બોલે,
" સંકોચ પામી, ચિત્તભ્રાન્તિલીધે,—
" 'હું' દુઃખી છું, વિશ્વ દુઃખે ભર્યું છે,
" 'કયાં શાન્તિ વા સુખ જગે ન દીસે!' ૩

---

હેતુ—જગતનો જે શુભ ઉદ્દેશ—આનન્દરુપ તે આવા અજ્ઞાન-રુપી અન્ધકારના આવરણને લીધે જગતનું જે સત્ય અંગ હેને છાયા કરી ઢાંકી લે છે. આથી આનન્દરુપ સત્ય ઉદ્દેશ 'તિમિરે લુપ્ત' થતાં હેના અભાવરુપ દુઃખ દૃષ્ટિએ પડે—એ ભ્રાન્તિનું મૂલ !

**આનન્દ-ભાનુ**—ઉપમા સાભિપ્રાય છે. કેમકે સૂર્યને જ્યારે વાદળાં ઢાંકે છે ત્યારે સૂર્ય નથી એમ નથી પણ તે વાદળાંને લીધે જોઇએ તેવો ખૂલ્લો નથી એટલું જ !

**ક્ષણિક**—આ વાદળાં કંઈ હંમેશ સૂર્યને ઢાંકી રૂહેતાં નથી પણ કાંઇક ક્ષણે—થોડા વખત માટે.

**વાદળ કલ્પનાનાં**—ઉપમાનાં વાદળો તો કદાચિત્ સત્ય હોય પણ અહિં તો તેમ સુદ્ધાં નથી, એટલે કેવલ કલ્પનાનાં જ વાદળો કે જે કલ્પના બીજી રીતે ભ્રાન્તિનું મૂલ છે.

શ્લોક ૩.

**દુઃખેભર્યું હૃદય**—ઉપયુક્ત અજ્ઞાન અને કલ્પનાથી દુઃખમય અધ્યાસયુક્ત હૃદય.

**સંકોચ પામી**—પોતાના વાક્યોમાં જ પ્રતીતિ ન હોવાથી,

તે, સ્પષ્ટરીતે દુઃખ છે એમ તો કહી શકે નહિ પણ 'સંકોચ' પામતાં અસ્પષ્ટ બોલાઇ જવાય છે.

" મીંચાઇ નેત્રો બે ઘડીક, પછી પાછા ઉઘડિયાં,

જુવે ઠાલે વ્યોમે—"સુખ કંઈ વસે કે દુઃખ જ સહુ ?"*

અને તેથી જ

" નીરખી નિરુપાય હું ચિત્ત વિષે બહુ દાઝું રે; "+

**ચિત્તભ્રાન્તિ લીધે**—મનની આવી અવ્યવસ્થિત અને અજ્ઞાનમય સ્થિતિમાં વિવેક ન રહેવાથી.

**હું દુઃખી છું**—'કલ્પનાના ક્ષણિક વાદળ' થી ઘેરાતાં મૂલ ઉદ્દેશ ભૂલી જવાય અને 'હું દુઃખી છું' એવી ભ્રાન્તિ થાય એમાં શી નવાઇ? અને એ જ વિચાર પોતાના વ્યક્તિત્વ ઉપરથી સર્વસામાન્ય ગણી, સુખપ્રતિ આંખો બંધ થતાં, 'જગત્ આખું દુઃખથી ભરેલું છે' એમ દુઃખવાદી '**અજ્ઞેય**' માં જણાવ્યું તે પ્રમાણેઃ—

જગત્ ભયભર્યું, ન્હાસ અહિંથી !
નથી જોતો તું શું એખિલ ભુવને ત્રાસ વરસ્યો ?!

શ્લો૦ ૬, પૂર્વાર્ધ્ધ.

કહે અને એ રીતે સત્યના અભાવથી અજ્ઞાન વિસ્તાર પામે એ તદ્દન સાહજિક છે. એટલે જગતમાં સુખ અને શાન્તિ હોવા છતાં ન જણાય એ **ભ્રાન્તિ** નહિ તો શું?

* અને + સ્નેહમુદ્રા

# ૬. વિવેક

અનુષ્ટુપ્—

' દુઃખના ભણકારા એ, હ્રદયમાં ખૂંચ્યા કરે,
" અજ્ઞાત તથાપિ અન્તરમાં શંકા-શ્રેણી રચી જાય; ૧

'જગતનો કર્તા પોતે શું દુઃખથી દૂભ્યો હશે ?
' કે સૃજી સૃષ્ટિ તેણે આ, દુઃખપૂર્ણ તત્વોવડે ?

---

વિવેક—સત્યાસત્યનો નિર્ણય કરવાની બુદ્ધિ; ન્યાયદૃષ્ટિ. અહિં તે સત્યરુપ જ બુદ્ધિમાં શંકા અને ત્હેનું નિરાકરણ કરાવે છે. પ્રથમ '**ભ્રાન્તિમૂલ**' તપાસ્યા પછી પણ શંકાની કડી આ કાણ્ડ માટે રાખી છે; અને દુઃખના ધ્વનનને કાણ્ડનો વિષય ગણી ત્હેનું નિરુપણ અનેક પ્રકારની ન્યાયદૃષ્ટિ-' વિવેક ' થી કર્યું છે. વિષયને પાછળ લંબાવી સ્પષ્ટ કરવાનો હેતુ એ છે કે, કેવલ આપણા વિચારો અસ્ફુટ રીતે આપી ત્હેને સત્ય તરિકે ઠસાવવાના કરતાં ત્હેનું યથાર્થ અવલોકન—તર્કદૃષ્ટિથી કરી તે સત્ય છે એમ બતાવી આપવું એ જ ઉત્તમ છે. આ માટે ઉક્ત કાણ્ડમાં વેદાન્ત, ન્યાય, શૂન્યવાદ, આસ્તિકતા, નાસ્તિકતા આદિ અનેક મતના વિચારોને ' વિવેક ' થી તપાસ્યા છે; અને એ રીતે કવિની માન્યતાને દૃઢતમ પ્રતિપાદન કરી છે.

### શ્લોક ૧૦

**દુઃખના ભણકારા એ**—ઉપર્યુક્ત કાણ્ડના શ્લોક ૩ માં જ-ણાવ્યા પ્રમાણેઃ—

> હું દુઃખી છું; વિશ્વ દુઃખે ભર્યું છે,
> ક્યાં શાન્તિ વા સુખ જગે ન દીસે!
>
> ઉત્તરાર્ધ

એ દુઃખી હૃદયના ઉદ્‌ગારોનું ધ્વનન.

**ખૂંચ્યા**—આ શબ્દથી આત્માના ગુણનો ઉદ્‌ગારોથી વિરોધ દર્શાવ્યો છે, કેમકે આત્મા આનન્દરુપ છે.

***પ્રજ્ઞા**—બુદ્ધિ. અહિં બુદ્ધિ જ નહિ પણ બુદ્ધિથી વિશેષ આત્મપ્રતિભા કિંવા આન્તરજ્ઞાન.

**તથાપિ**—આ ઉદ્‌ગારો સત્ય છે એમ ન માની લેતાં જ્ઞાનથી ત્હેની તુલના કરવામાં આવે છે. અને એથી જ નીચે વર્ણવેલી 'શંકા-શ્રેણી' અન્તરમાં રચાય છે. શંકાની શ્રેણી સ્વાભાવિક છે, પણ ત્હેનું રહસ્ય તાર્કિક પણ નિર્ણયમાં સત્ય રીતે ગોઠવ્યું છે.

* નિરૂપાયે આ શબ્દને સ્પષ્ટ કરવા માટે મ્હારે 'અંગ્રેજી' માં લખાણ કરવું પડે છે. Intellect બુદ્ધિ. Knowledge જ્ઞાન.

Please to note the difference between intellect and knowledge. Intellect may lead, sometimes, to wrong—it only verifies the thing, while knowledge is to the right—it enters into the reality of a thing and assertains the truth of it.

અનુષ્ટુપ્-ભેદ—

> 'ના, ના ! દુઃખ અર્થે કંઇ સૃષ્ટિ કો'દી વિભુ સૃજે;
> 'આનન્દરૂપ પોતે થૈ, દુઃખીકૃતિ ન રચી શકે ! 3

---

### શ્લોક ૨.

આ શ્લોકમાં જગત્ દુઃખી છે એમ ગણતાંની સાથે સ્વાભાવિક જ શંકા થાય છે કે, 'શું જગતનો કર્તા પોતે જ દુઃખથી ડૂબેલો 'છે-કેમકે જો તેમ ન હોય તો આ સૃષ્ટિ ને દુઃખપૂર્ણ તત્વોવડે' 'તે રચી જ ન શકે ?' એટલે ક્યાં તો સૃષ્ટિ દુઃખપૂર્ણ નથી અગર તો કર્તા પોતે દુઃખી છે. અહિં સંભાવના ઉત્પન્ન કરી છે અને શ્લોક ૩ માં ત્હેને સ્પષ્ટ કરી છે.

### શ્લોક ૩.

અનુષ્ટુપ્-ભેદ—એ મૂલ અનુષ્ટુપ્થી અતિશય ભિન્ન હોઇ સ્વતંત્ર અગર નવીન વૃત નથી, પણ અહિં ભાવની સવડમાટે સહજ છુટ લઈ શ્લોકના ચતુર્થ ચરણમાં આઠ અક્ષરને બદલે નવ અક્ષરનો કરેલો માત્ર 'ભેદ' જ છે.

આનન્દરૂપ પોતે થૈ,

દુઃખીકૃતિ ન રચી શકે.

એમાં પાંચમી શ્રુતિએ લઘુ અને છઠ્ઠીએ ગુરૂ આવવાને બદલે પાંચમીએ લઘુ આવે છે અને છઠ્ઠીએ પણ લઘુ આવી, સાતમીએ ગુરૂ આવે છે; એ સિવાય આખા શ્લોકનું બન્ધારણ મૂલ જેમ જ છે. છઠ્ઠી શ્રુતિ-લઘુ એ વિશેષ પડતો નવમો અક્ષર છે. તેને બાદ કરતાં

> 'લીલા જો એ કરી હોયે, ના કહિ દુઃખી તે કરે;
> 'લીલા આનન્દ હેતુ છે, તે દુઃખમાં ન મળી શકે. ૪

---

શ્લોક શુદ્ધ જ રહે છે.

**દુઃખ અર્થે**—જગતને દુઃખી કરવું એવા જ ઉદ્દેશથી પ્રભુ ત્હેને ઉત્પન્ન કરે નહિ. તેમ છતાં પોતે આનન્દરુપ છે, એટલે આવી દુઃખીકૃતિ તે રચી શકે જ નહિ. અર્થાત્ નિર્ણય એ થાય છે કે, જગત્ આનન્દરુપ કર્તાની કૃતિરુપે આનન્દરુપ જ હોવું જોઇએ અને છે.

## શ્લોક ૪.

**લીલા**—જનસમૂહના એક મત પ્રમાણે એમ માનીયે કે જગત્ પ્રભુની લીલા છે, તો તે પ્રમાણેયે એ દુઃખી ન હોય શકે કેમકે,

**લીલા આનન્દ હેતુ છે**—લીલાનો હેતુ પણ ત્હેમાંથી આનન્દ મેળવવો એવો જ છે. પણ ઉત્તરાર્ધ્ધમાં જણાવ્યું તેમ દુઃખમાંથી આવો આનન્દ મળી શકે નહિ, કેમકે ઉભય વિરુદ્ધ ભાવના છે.

વિશેષે વૈષ્ણવ મતને અનુસરતાં જગત્ એ કૃષ્ણ પરમાત્માની લીલા છે, અને ભલે તેમ હોય! તો એક વખત જગતને લીલા માન્યા પછી તે દુઃખપૂર્ણ છે એમ માનવું ભુલ ભરેલું છે, કેમકે લીલા દુઃખ માટે નહિ પણ આનન્દ માટે છે.

"ब्रह्मसत्यं जगन्मिथ्या' માનતાં બ્રહ્મ સર્વે છે;
' બ્રહ્માનન્દ તદા માન્યે, દુઃખ ક્યાં નવ રહી શકે. ૫

' શૂન્ય માન્યે બધુ તોયે; શૂન્યમાં દુઃખ સુખ શું ?
' શૂન્ય વ્યાપે વિશ્વે તો, હું કલ્પના પણ શું કરૂં ?' ૬

---

શ્લોક ૫.

' ब्रह्मसत्यं जगन्मिथ्या '—વેદાન્ત–તત્વજ્ઞાનના દોહનરૂપ આ શ્લોકાર્ધ્ધને અનુસરીએ તો ' કેવલ બ્રહ્મ એકજ સત્ય છે.' અને જો તેમ જ હોય તો મિથ્યા જગતમાં પણ ત્હેનો જ સંચાર સંભવિત છે.

**બ્રહ્માનન્દ**—શ્લોકના ચરણમાં અક્ષરો વધી જાય એટલા માટે સન્ધી કરી છે. નહિ તો 'બ્રહ્માનન્દ' એટલે બ્રહ્મમય સ્થિતિમાં પ્રાપ્ત થતો આનન્દ એવો કૂહેવાનો આશય નથી; પણ બ્રહ્મ અને આનન્દ ઉભય ભિન્ન શબ્દો છે. આ રીતે બ્રહ્મ આનન્દરૂપ માનતાં તેથી જ વ્યાપ્ત જગતમાં ' દુઃખ કોઇ પણ જગ્યાએ હોઈ શકે—રહી શકે નહિ.'

શ્લોક ૬.

**શૂન્ય માન્યે બધું તોયે**—હવે શૂન્યવાદને અનુલક્ષી જો બધું શૂન્ય જ છે એમ માની લઇએ, તો શૂન્યમાં દુઃખ અને સુખ ઉભયનું અસ્તિત્વ હોવું તદ્દન અસમ્ભવિત છે કેમકે (૧) જ્યાં એક ચીજ છે ત્યાં બીજી હોઈ ક્યાંથી શકે ? (૨) જ્યારે બધું શૂન્ય છે ત્યારે

'ગણું નિદ્રા, કહિ સ્વપ્નું, સ્વપ્ન-ભ્રાન્તિ શું સત્ય છે ?
'સ્વપ્નની વસ્તુ તેથી શું દુઃખ કહિ જ દઈ શકે ? ૭

---

દુઃખ સુખ પણ શૂન્ય જ હોય કિંવા તેનું પરિણામ હોય એમ કેમ ન બને ?

**કલ્પના**—અગર કદાચિત્ શૂન્યવાદમાં પણ કલ્પનાને માર્ગ હોય અને તે રીતે દુઃખ સુખ કલ્પનાનું પરિણામ છે એમ ગણવા જઈએ તોપણ શૂન્યની કલ્પના શૂન્ય હોય એ નિઃસંદેહ !

## શ્લોક ૭.

**ગણું નિદ્રા**—અગર જો પ્લેટોનો વિચાર ચાલુ રાખીએ અને હેના કહેવા પ્રમાણે "Our life is but a sleep" "આપણું જીવન એક નિદ્રા જેવું છે" એમ ગણી લઈએ અથવા તો બીજા સિદ્ધાંતવાદીઓની માફક હેને સ્વપ્ન માનીએ, તો ત્યાં પણ એવો પ્રશ્ન ઉઠે છે કે, સ્વપ્ન-જે ભ્રાન્તિનું એક પ્રકારનું રુપાન્તર છે તે શું સત્ય હોઇ શકે ? અને જ્યારે એમ નથી ત્યારે જગત્ કે જે એક પ્રકારનું સ્વપ્ન જ છે હેની વસ્તુઓ શું વાસ્તવિક રીતે સુખ અગર દુઃખનો અનુભવ કરાવી શકે ખરી ?

## શ્લોક ૮.

**સત્ય-છાયા**—Reflection of the eternal truth. એક મહાન્ તત્વવેત્તાની ધારણા પ્રમાણે જો જગત્, સત્યની પ્રતિચ્છાયા

'સત્ય-છાયા' ગણું એને, સત્યમાં દુઃખ શું હશે ?
'અન્તર ના રીઝે તેથી, 'એ ખોટી ભ્રાન્તિ' ચિત્ત ભકે. ૮

'તુલના નાસ્તિ રીતિએ કરતાં, 'સુખ હેતુ છે;'
'ન્યાય સુખદુઃખે જોતાં, 'મનનું જ સઉ કામ એ.' ૯

---

હોય, તો છાયારુપે ત્હેનામાં મૂલના ગુણો હોવા જ જોઇએ; પણ શંકા થાય છે કે,

**સત્યમાં દુઃખ શું હશે ?**—સત્યમાં શું દુઃખ હોઈ શકે ? નહિ જ ! ઉભય પક્ષે સત્ય આનન્દરુપ છે. એટલે સત્યમાં દુઃખનું આરોપણ કરવું એ 'ખોટી ભ્રાન્તિ' જ !

શ્લોક ૯.

**નાસ્તિ રીતિએ**—જગતને 'નાસ્તિ'–નાસ્તિકવાદની દષ્ટિથી તપાસીએ તો ત્હેનો ઉદ્દેશઃ—

**यावज्जीवं सुखं जीवेत्**
**ऋणं कृत्वा घृतं पीबेत् ।**

'જગતમાં કોઈ પણ પ્રકારે સુખ ભોગવવું' એવો છે.

**ન્યાય સુખદુઃખે જોતાં**—હવે સુખદુઃખના ન્યાયનું પૃથક્કરણ કરીએ છો બન્ધ અને મોક્ષ, સુખ અને દુઃખ ઉભય કેવલ મનનું જ પરિણામ છે. અને એ રીતે જગતમાં સુખ અને દુઃખ કોઈ એક જ પ્રકારમાં નથી પણ તે મનોમય છે; એટલે આપણે ત્હેને ઉત્પન્ન કરી શકીએ છીએ.

'હશે મૂઢ જગે કોણ, જે ના સુખ ઇચ્છા કરે ?
'ન કાં ત્યારે ગણે એવું'—'વિશ્વમાં દુઃખ નહિ વસે.' ૧૦

---

**શ્લોક ૧૦.**

**હશે મૂઢ જગે કોણ**—જ્યારે આ પ્રમાણે સુખ અગર દુઃખ ગણી લેવું–ઉત્પન્ન કરવું મનનાં–આપણાં હાથમાં છે, ત્યારે જગતમાં એવો કોણ મૂર્ખ હશે કે, જે સુખની ઇચ્છાથી જગત્ સુખમય કિંવા આનન્દમય છે એમ માનવાને બદલે,

" વિશ્વમાં વ્યાપી રહ્યું
દુઃખ તો ભરપૂર છે,* "
ખં. ૩, શ્લો૦ ૩૨, પૂર્વાર્દ્ધ

એમ ગણી, 'અધ્યાસ'માં જણાવ્યું તે પ્રમાણે,
ભ્રાન્તિથી બાંધી દુઃખ કોટ, શ્લો૦ ૬, તૃ. પં.

પોતે દુઃખી થાય ?

**વિશ્વમાં દુઃખ નહિ વસે**—આવી સ્થિતિમાં–જ્યારે સુખદુઃખ પોતાની ઇચ્છાનુસાર છે ત્યારે, ( ભલે આ પણ એક પ્રકારની કાલ્પનિક દૃઢ માન્યતાનું જ પરિણામ હોય ! તોપણ ) એવું કેમ ન માની લેવું કે, જગતમાં દુઃખ એવી વસ્તુ છે જ નહિ ! એટલું જ નહિ પણ તે સુખ કિંવા આનન્દથી પૂર્ણ છે.

* રમણસંહિતા

# ૭. પ્રત્યાઘાત

અનુષ્ટુપ્—

> 'ધ્વનિ એ જ્ઞાન–આકાશે પ્હોંચતાં, પડઘો થઇ,
> 'કમ્પાવી ચિત્ત ભ્રાન્તિને, ઘોરે પૂર્વ સ્થિતિ સ્મરી;– ૧

---

**પ્રત્યાઘાત**—( પ્રતિ+આઘાત ) '**વિવેક**'માં થયેલા આત્મ-ધ્વનનનાં આંદોલનો જ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં પ્હોંચી જાય છે, એટલે ત્યાંથી ત્હેનો જ પડઘો થાય છે. જ્ઞાનના આઘાતને આત્મા પ્રેરણારુપે ( અહિં તો કાલ્પનિક–સ્થૂલ શબ્દોમાં જ ! ) પ્રતિઉત્તર આપે છે— સૂચના કરે છે. આ વિધિનો સમય ઘણો લાંબો હોય શકે નહિ. એટલે પ્રસ્તુત કાણ્ડમાં માત્ર એક જ શ્લોક લીધો છે.

શ્લોક ૧.

**ધ્વનિ એ**—'**ભ્રાન્તિમૂલ**'માંથી ઉત્પન્ન થઈ '**વિવેક**'માં ચાલુ રહેલો 'સત્યરુપ'નો બોધ શ્લોક ૧૦ સુધી. એમ નહિ તો શ્લોક ૧૦ ની છેલ્લી પંક્તિ જ સન્ધાનરુપ ગણવામાં આવે તો પણ બાધ નથી.

**ચિત્તભ્રાન્તિને**—પથિકહૃદય હજીસુધી તર્કવિતર્કમાંથી સ્થિર થયું નથી તેથી.

**ઘોરે**—ગુંજન ઉપરથી; આન્તર ધ્વનિ કરે.

**પૂર્વ સ્થિતિ સ્મરી**—પોતાની શુદ્ધરુપની પૂર્વ સ્થિતિની સ્મૃતિ સતેજ કરતાં.

## ૮. સંશોધન

માલિની—

> " નવીન નવીન લાગે ભૂમિ એ શું હશે આ?
> " નયન વિમલ મ્હારાં શુદ્ધિ શું ત્યાગતાં, હા!
> " હતી મમ ચક્ષુ દિવ્યજ્યોતિરાશિપ્રણીત,
> " ક્યમ અહિં સઉ ભાસે દૃષ્ટિને વિપરીત. ૧

---

**સંશોધન**—પથિક પોતાની વર્તમાન સ્થિતિ સાથે, 'વિવેક'થી ઉદિત કંઇક પૂર્વે સ્મરણ જાગૃત કરતાં—અને તે પણ **'પ્રત્યાઘાત'** રુપે, તત્વજ્ઞાનના રહસ્યમાં વિશેષ ઉંડો ઉત્તરે છે. કંઇક ભૂત સંસ્કાર (અતિ ઝાંખા) અને ન્યાય ઉભયનું સમ્મિશ્રણ અહિં કાવ્યમાં જણાય છે. પ્રથમ જગતની નવીનતા અને ત્હેનું કારણ શોધવાનો પ્રયત્ન છે; ત્યાંથી કંઇક એવો વિચાર બાંધવા પ્રેરાય છે કે, મ્હારો પુનર્જન્મ ન હતો. તોપણ કોઇક સત્વ છે એવી એકાગ્રતામાં ત્હેને ઝાંખી થાય છે. એટલું જ નહિ પણ પોતાના જેવાં કોઇક બીજાં તત્વનાં અસ્તિ-ત્વ માટે પણ સ્વાભાવિક શંકાને સ્થાન મળે છે. અહિંથી પથિકહૃદય તત્વસંશોધનમાં વિશેષ આગ્રહી બને છે. અને પરિણામે બાહ્ય જગત્ પોતાની દેહ અને સૂક્ષ્મ શરીરાદિમાં ત્હેનું સ્વરુપ જોવાનો પ્રયત્ન કરે છે ( અહિં શંકા તો સાથે હોય છે ખરી જ! ).

કોઇક વખત તર્કથી નિશ્ચય કરવા જાય છે, એવામાં ત્હેમાં જ પાછી શંકા ઉદ્ભવે છે. વળી ત્યાંથી આગળ વધી વધુ સૂક્ષ્મદૃષ્ટિથી

અવલોકન કરે છે. એ રીતે આ કાણ્ડમાં શંકાઓનો અન્ત આવતો નથી. જ્ઞાનદૃષ્ટિથી આત્મતત્વના **'સંશોધન'** અર્થે કાણ્ડની રચના છે.

શ્લોક ૧.

**નવીન નવીન**—હજી પણ પૂર્વની જ ભ્રાન્તિ ચાલુ છે તેથી ' નવીન '.

**શું હશે આ**—જગતમાં કોઇ વખત વિકારનો ભાસ થાય છે, તો કોઈ વખત તે પરિચિત જેવું પણ લાગે છે, વળી કોઇ વખતે તે ક્ષણિક છે એમ પણ સ્હમજાય છે, તો એ બધું શું?

**નયન વિમલ**—અગર તો મ્હારી દૃષ્ટિમાં જ કોઇ પ્રકારનો દોષ ન હોય કે જેથી મ્હને જગત્ પરિવર્તનયુક્ત લાગે?

**ત્યાગતાં**—પ્રત્યાઘાત હોવાથી અહિં બીજી પંક્તિમાં જણાવ્યું તે પ્રમાણે સંસ્કાર જાગૃત થાય છે.

**દિવ્યજ્યોતિરાશિપ્રણીત**—અનન્ત દિવ્યજ્યોતિના અપૂર્વ તેજથી પ્રપૂર્ણ થયેલી. અહિં પથિકને કંઈક આત્મતત્વની સ્મૃતિ થતાં એવું લાગે છે કે, મ્હારી આંખ તો દિવ્ય તેજથી ભરેલી હતી, ત્હેની જગ્યાએ અહિં બધું ઉલટું કેમ લાગે છે? અર્થાત્ હું અવિકારયુક્ત હતો એવી મ્હને સ્મૃતિ થાય છે, પણ અહિં તો બધું તેથી 'વિપરીત' જણાય છે. અહિં એવો પણ ધ્વનિ થાય કે, ત્યારે એ વિકાર આવ્યો ક્યાંથી?

" નહિ નહિ કહિં પૂર્વે મ્હેં કહિ આવું દીઠું,
" જગત્ પછી મ્હને ના કેમ જૂદું જણાય ?
" તદપિ સ્વરૂપ મ્હારૂં, સત્ય ઝાંખી કરાવે,
" રહી હજીય ઉંડી કો' દૈવી તત્વગુહાએ. ૨

---

## શ્લોક ૨.

**કહિં પૂર્વે**—જન્મ ધારણ કર્યો તે પૂર્વે હું તત્વરૂપે હતો પણ ત્યારે આવું બધું તો મ્હને નજરે પડ્યું ન હતું. 'કહિં" શબ્દથી આખા બ્રહ્માંડમાં હું વ્યાપ્ત હતો એવો વ્યંગ છે, પણ ત્હેના કોઇ ભાગમાંયે મ્હને આવું જણાયું નહિ. બીજું 'પૂર્વે' શબ્દ મૂકી પુનર્જન્મનો નિષેધ હેતુપૂર્વક કર્યો છે. અહિં જો કે '**સંશોધન**'રૂપે શંકા છે તો પણ '**તૃતિયધ્વનિ**'માં વિષય આજ ઉદ્દેશને પ્રતિપાદન કરે. છે. ત્હેના કાર્ય-કારણમાં હાલ ઉંડા ઉતરવાની જરૂર નથી.

**જગત્ પછી મ્હને ના......**—ઉપર જણાવ્યું તે પ્રમાણે જ્યારે જગતને મ્હેં 'પૂર્વે દીઠું' નથી ત્યારે સ્વાભાવિક જ છે કે, તે મ્હને જૂદું—મ્હારાથી ભિન્ન અને વિપરીત જણાય. '**અજ્ઞેય**'માં,

ના કેમ આ સઉ મ્હને પરિચિત લાગે ?

શ્લો૦ ૧૩, પ્ર. પં.

એવા ઉદ્‌ગારના કંઇક નિરાકરણનું ન્હાનું બીજ '**સંશોધન**'ની ઉક્ત પંક્તિમાંથી રોપ્યું છે.

**તદપિ**—જો કે સ્થૂલ રીતે આ જગત્ અને ત્હેનાં દ્રવ્યો

> " વિપરીત કૃતિમાંયે કૈં અનુકૂલ ભાસે;
> " સ્હમજી ન શકું શાથી સત્વ ખેંચાય મ્હારૂં ?
> " કંઈક સહજ એવો ભાસ થાયે મ્હને હાં,
> " 'હશે મમસમ કોઇ તત્વ વિશ્વે ભરેલું.' ૩

---

મ્હને તદ્દન જ અપરિચિત જેવાં લાગે છે તોપણ.

**સત્ય ઝાંખી કરાવે**—જગતમાં કંઇક વાસ્તવિકસત્ય છે એમ નિશ્ચયાત્મક રીતે તો ( હાલ ) નહિ, છતાં તેવા પ્રકારની કંઇક ઝાંખી તે કરાવે છે.

**દૈવી તત્વગુહાએ**—અવિકારયુક્ત-શુદ્ધ અને તેથી જ દૈવી એવા સત્વના કોઇ ઉંડાણમાં. આત્મતત્વ પ્રત્યક્ષ નથી તેમ જ અશુદ્ધ નથી; એટલે ત્હેનાં સત્ય સ્વરુપને જોઇને પથિક આ પ્રમાણે કહેતો નથી, પણ 'દૈવી સત્વના કોઇ ઉંડાણમાં રહેલું તત્વ, 'જગતમાં કંઈક રહેલું છે' એવી પ્રેરણ કરે છે. આ પ્રેરણા—આત્મધ્વનિની જો નાસ્તિ માનવામાં આવે તો **નાસ્તિકવાદનું** બીજ અહિંથી જ ગણી શકાય.

## શ્લોક ૩.

**અનુકૂલ**—જો કે જગત્ ( સત્ય જ્ઞાનના અભાવને લીધે ) વિપરીત જેવું લાગે છે, પણ ત્હેમાંયે કંઇક અનુકૂલતાનો ભાસ થાય છે. આમ હોવાનું કારણ પેલું દૈવી સત્વ છે. અને તેથી જ નીચેની પંક્તિ અસમ્બન્ધ જેવી જણાવા છતાં સંકલિત છે.

**સ્હમજી ન શકું શાથી**—કોઈક અનન્ત સત્યપ્રતિ મ્હારૂં

તોટક—

> " જગતમાં નહિ તોય જણાય કશું,
> " બહું શોધું ભમી ભમી અન્તર હું,
> " કંઇ તત્વની સાથ મિલાપ થયો
> " મુજ કો' દિન, આ રુપથી પ્રથમે. ૪

---

વ્યક્તિત્વ-સત્વ ખેંચાતું હોય એમ મ્હને ભાસે છે. અહિં જો જગતને આત્મતત્વથી પૂર્ણ માનવામાં આવે તો જગત્ પ્રતિનું 'માનવ'નું આકર્ષણ પણ તે જ રુપમાં સ્હમજી શકાય. વળી આ સિવાય એવો પણ બીજો ભાવ છે કે, આત્મા પરબ્રહ્મ સાથેની એકતા હજી જાણી શક્યો નથી, ( જો કે શ્લોક ૪ માં અસ્ફુટ ઉદ્દ્ગાર છે કે,

> કંઇ તત્વની સાથ મિલાપ થયો
> મુજ કો' દિન, આ રુપથી પ્રથમે.
>
> ઉત્તરાર્ધ

પણ તે સ્મૃતિ જ, પ્રતીતિ નહિ! )અને તેથી જ 'સ્હમજી ન શકું શાથી!'

**ભાસ**—પૂર્વ સંસ્કારનો પ્રતિધ્વનિ.

**હશે મમ સમ કોઇ**—પ્રથમ તો મ્હારા તત્વનાં આકર્ષણથી એમ માનવાને કારણ મળે છે કે, તેવું જ કોઈ બીજું તત્વ હોવું જોઇએ;* અને બીજું જગતમાં હુ જ એક હોઈ શકું એમ નથી.

* **Like attracks the like.**

## શ્લોક ૪.

અહિં તોટકમ હેલાં બે ચરણનો પ્રાસ લીધો છે; અને ચોથું ચરણ બીજા શ્લોકોની ચતુર્થ પંક્તિ સાથે પ્રાસસમ્બન્ધ રાખે છે. આ ફેરફાર સહજ જ છે છતાં તેથી ' ભૈરવ ' ની ઉત્પત્તિ થતી માલમ પડે છે. પ્હેલું અને બીજું ચરણ સાથે વાચતાં, અને ત્રીજાના અન્તિમ દીર્ઘ વધુ લંબાવી ચોથું ચરણ સાથે ઉપાડી લેતાં આ ફેરફાર સમજે સ્હમજાશે. કેવલ તાલ અને માત્રા ધ્યાનમાં લેતાં તોટકમાં ચાર તાલ અને સોળ માત્રા છે. ભૈરવમાં માત્રા એટલી જ પણ સહજ ફેરફારથી થાય છે,

તોટક— જગમાં નહિ તો યજણા યકશું
⏑⏑– ⏑⏑– ⏑⏑– ⏑⏑–

ભૈરવ— ત્હારૂં કર્યું કદિ | કોટિ ઉપાયે
–⏑⏑–⏑⏑ | –⏑⏑––
૮ | ૮

તોટક— ત્હારૂંક ર્યુંકદિ કોટિઉ પાયે
–⏑⏑ –⏑⏑ –⏑⏑ ––
૪ ૪ ૪ ૪

એના ફેરફારમાં ઉપર્યુક્ત ઉદાહરણથી એટલું જણાય છે કે, તોટકમાં જ્યારે

માપ—લલગા લલગા લલગા લલગા

છે, ત્યારે ભૈરવનું માપ ઘણે ભાગે

ગાલલ ગાલલ ગાલલ ગાગા

છે; એટલે તોટકના ચોથા ગણ ‘લલગા’ ને બદલે ‘ગાગા’ આવે છે, અને પ્હેલા ત્રણ ગણો ઉલટા થઇ જાય છે, એટલે ‘લલગા’ને બદલે ‘ગાલલ’ થાય છે.

**જગમાં**—બાહ્ય જગતમાં. સ્થૂલ રીતે આત્મતત્વ કંઇ બીજા પદાર્થોની માફક દૃશ્ય થતું નથી. આ રીતે જ્યારે સ્થૂલ દૃષ્ટિથી તે તત્વ જણાતું નથી ત્યારે પથિક કહે છે કે,

**બહુ શોધું ભમી ભમી......**—હું આવાં કોઇક તત્વને સૂક્ષ્મ શરીરમાં વિચારાદિથી શોધું છું.

**કંઈ તત્વની સાથ મિલાપ થયો**—અહિં વિષયના મૂલ-સ્થાયી ભાવમાં વૃદ્ધિ થાય છે-તે પેલી સ્મૃતિને લીધે. શ્લોકની ચોથી પંક્તિનો પ્રવાહ ચાલુ રાખી, આ પંક્તિ તપાસવાથી વધુ પ્રકાશ પડે છે. પથિકના પોતાના સત્ય તત્વ જેવું કોઈક બીજું તત્વ જગતમાં સ્થૂલરુપે ( પ્રથમ ) અને **સૂક્ષ્મરુપે** (પાછળથી) તે શોધે છે. આ તત્વ તે ‘ **ઉદ્‌ઘાટન** ’માં જણાવેલી જ્યોતિ—

આભે ઉજ્જવલ કો’ અધિક ભૂમિથી **જ્યોતિ** દિરૂપે સજી

શ્લો૦ ૨, પ્ર. ૫.

અહિં એક શંકા થાય છે કે, પોતાના જેવું જ તત્વ પોતામાં શોધવું એ શું દોષ નથી. ત્હેનો જવાબ નીચે પ્રમાણે આપી શકાયઃ—

(૧) ‘**સંશોધન**’માં કોઈ જગ્યા એવી ન રહેવી જોઇએ કે જે

"નહિ ઝાંખી મ્હને કંઇ કાલજૂની,
"નહિ દૃશ્યવિષે સ્મૃતિ આંખભીની,
"નહિ અન્તમહિં કંઇ તત્વ બીજું
"મુજ રુપની સાથ સ્વઐક્ય ધરે. ૫

---

પાછળથી શંકામાં પરિણામે.

(૨) એવો પણ તર્ક થઈ શકે કે કદાચિત્ આવું તત્વ પોતામાં પણ કેમ ન હોય—

હશે ત્યારે રૂહેતો શું હું પણ 'હું' બીજો પિંડવિષે?

શ્લો૦ ૧૧, ચ. પં.

**આ રુપથી પ્રથમે**—આ સ્થૂલરુપમાં હું જે છું તે પૂર્વે ક્યાં તો શુદ્ધ તત્વરુપે, (જે સ્થિતિ કવિ માને છે તે) અગર તો પુનર્જન્મની ભ્રાન્તિ—એ વાદને માન આપતાં તે રુપે.

**ઝાંખી**—'કાલજૂની' માટે 'ઝાંખી'.

શ્લોક ૫.

**કાલજૂની**—કાલથી જૂની થયેલી; પૂર્વની. અહિં ઉપયુક્ત શ્લોક સાથે સહજ વ્યાઘાતનો ભય રહે છે; અને હું કબુલ કરૂં છું કે રચના અહિં જરા અવ્યવસ્થિત બની છે તો પણ '**સંશોધન**'નો વિશેષ સ્થૂલ અર્થ અહિં લેતાં કંઈક બચાવ થાય છે ખરો! ક્ષણે ક્ષણે વિચારોનું પરિવર્તન સ્વાભાવિક છે.

**સ્મૃતિ**—'આંખભીની' માટે 'સ્મૃતિ'ની યોજના હેતુપૂર્વક છે.

**આંખભીની**—દૃષ્ટિમાં આવેલી; તાજી.

**" મમ દેહસમી કંઇ દેહ દીસે,**
**" પણ તે રુપ શું કહિ સત્ય હશે !**
**" નહિ દેહ શું દેહ મિલાપ કરે,**
**" ક્યમ જ્યોતિ પછી મુજ દેહવિષે ? ૬**

---

**તત્વ બીજું**—પથિક પ્રથમ તો કાલથી જૂની થયેલી કંઇક 'ઝાંખી' અને પછી દશ્ય જગતની તાજી 'સ્મૃતિ'માં 'બીજા તત્વ'ને શોધી જૂવે છે. પણ તેમ ન જડતાં તે પોતાના 'અહં'મહિં' પોતાના સ્વરુપ સાથે કોઇ બીજું તત્વ ઐક્ય ધરતું હોય તે માટે જૂવે છે. અહિં માયાનો પણ તત્વરુપે ત્યાગ કરી શકાય એમ નથી.

**શ્લોક ૬.**

ઉક્ત શ્લોકથી વિચારનો રોહ બદલાતાં, એક સંકલનાને જ અધિક પોષણ આપવા, એકને બન્ધ કરવી યોગ્ય ધારી છે. અત્યાર-સૂધી પથિક કોઈ બે તત્વના ભ્રમમાં–શોધમાં હતો. અહિંથી એક શોધ બન્ધ કરી છે, અને ત્હેની જગ્યાએ પથિક સ્વતત્વનું સંશોધન વધુ સૂક્ષ્મ રીતે કરે છે. આવા ફેરફારથી આગળ ઉપર '**સંશોધન**'માં પુનરુક્તિ જેવું લાગે તો તે વધુ સૂક્ષ્મ નિરુપણનું જ પરિણામ છે એમ ગણી લેવું.

હવે પછીના '**સંશોધન**'ના ભાગને '**આત્મતત્વસંશોધન**' કૂહેવામાં કોઇ પ્રકારનો વાંધો નથી.

**મમ દેહસમી**—જો દેહ એ જ તત્વ હોય તો તેવી અનેક દેહ જગતમાં દશ્ય થાય છે. એટલે અનેક તત્વનું અસ્તિત્વ માનવું પડે. પણ તે સાથે શંકા રહે છે કે, 'તે રુપ (દેહ) શું સત્ય હશે ?'

**"જડ ચેતન યોગ કઠિન અતિ,**
**"જડમાં ક્યમ ચેતન વાસ પછી ?**
**"નવ દેહ સુચેતન હોઇ શકે,**
**"જીવતું, મરતું, દીસતું રુપ એ. ૭**

---

**જ્યોતિ**—પથિકને સંશોધન પૂર્વે, અગર તો સંશોધનની પ્રવૃ-તિમાં, પોતામાં કંઈક જ્યોતિનો ભાસ થયો. એટલે આ જ્યોતિ અને આ દેહ એમ બે પ્રકાર તો એના માનવામાં આવે છે. એટલે દેહને પૂર્વ કલ્પના પ્રમાણે તત્વ માની જોતાં વિચાર થાય છે કે, ' શું દેહમાં દેહ દાખલ થતી હશે ?—ના ! ત્યારે આ જ્યોતિ જેવું કંઈક મ્હારા દેહમાં જણાય છે તે શું ?

**શ્લોક ૭.**

**જડ ચેતન યોગ**—પથિક આત્મજ્ઞાનની ઉચ્ચ ભૂમિકામાં હજી નથી એટલે દ્વૈતનો ભાવ રહે એ સ્વાભાવિક છે. સ્થૂલ રીતે જડ અને ચેતનનો યોગ પથિકે હજી જોયો નથી એટલે તે ' કઠિન ' અગર અસમ્ભવિત છે એમ પણ લાગે.

**જડમાં ક્યમ ચેતન... ...**—જ્યારે જડ અને ચેતનનો યોગ અસમ્ભવિત જેવો જ છે ત્યારે આ જડ (દેહ) માં ચેતન (જ્યોતિ) નો વાસ–ભાસ ક્યાંથી ?

**નવ દેહ સુચેતન... ...**—અગર જો કદાચિત્ આ દેહ જ એક તત્વ છે એમ માની લઉં તો તે ચેતન–જ્યોતિર્મય ન હોઈ શકે,

"વધતું, ઘટતું રુપ એ ન ખરૂં,
"ઉર વ્યાપી રહ્યું બીજું સત્વ ખરૂં ?
"—પણ સ્વપ્નમહિં કંઈ તન્ત્ર નવા
"સ્હમજાય નહિ, પછી બાકી શું રૂહે ? ૮

---

કારણ કે, ત્હેમાં સ્થૂલ ઉત્પત્તિ, નાશ અને સ્થિતિનો ગુણ છે–અર્થાત્ તે ( દેહ ) આંખે જોઇ શકાય છે તેમ જ તે 'જીવતું મરતું' પણ જણાય છે–જેવા આત્મા ( તત્વ ) ના ગુણો નથી.

## શ્લોક ૮.

**રુપ એ ન ખરૂં**—એટલું જ નહિ પણ તે સ્થૂલ રીતે–પ્રત્યક્ષ પ્રત્યક્ષ 'વધતું ઘટતું' માલમ પડે છે. માટે નિર્ણય થાય છે કે, એ રુપ સત્ય નથી.

**ઉર વ્યાપી રહ્યું બીજું... ...**—વળી જ્યારે એ રુપ ( દેહ ) સત્ય નથી ત્યારે શું બીજું સૂક્ષ્મ સત્વ સાચું ? અહિં **ભાવ-શબલાલંકાર** થાય છે એટલે ભાવના પૂર્વે પૂર્વેનાને દબાવી દે છે. દેહને તપાસતાં પથિક એવા નિર્ણય પર આવવા જાય છે કે, એ વધતું ઘટતું 'રુપ ખરૂં નથી' એટલામાં પ્રશ્ન થાય છે 'ત્યારે શરીરમાં રૂહેલું કોઇ બીજું તત્વ સાચું હશે ?' એટલામાં યાદ આવે છે, 'હા ! સ્વપ્નાવસ્થા–સૂક્ષ્મ દેહ સાચી' પણ વળી તર્ક થાય છે કે, "સ્વપ્નાવસ્થાના તન્ત્રો તો ક્ષણિક અને બ્રાન્તિમૂલક છે—આથી તે પણ નહિ." ત્યારે બાકી શું રહે ? પથિક અહિં અટકે છે. જાગૃત અને સ્વપ્ન એ

"નથી દૃશ્ય જૂદું મમ દેહ થકી,
"પણ દેહ બની કંઇ તત્વ રચી,
"નથી તત્વ જૂદાં મમ રૂપ થકી,
"પછી કેમ ન સત્ય સ્વરૂપ જડે? ૯

---

સ્થિતિ તો તપાસી પણ સુષુપ્તિમાં તે હાલ જઇ શકતો નથી. એટલે ગુંચવાય છે—

§ કેમ ન સત્ય સ્વરુપ જડે ?

શ્લો૦ ૯, ચ. પં.

શ્લોક ૯.

અહિં **કારણમાલા** ચાલુ થાય છે, અને પથિક પૂર્વના અત્યાર-સુધીના સંશોધનનું એક સામટું અવલોકન કરે છે. જે જ્યોતિનો પથિકને પૂર્વે આભાસ થયો હતો તે જ્યોતિ શરીરની બ્હાર તો નથી એમ તે માને છે. અને દૃશ્ય ચીજમાં ફક્ત મ્હારી એક દેહ છે; પણ દેહ કંઈ તત્વની બની હોય એમ જણાય છે, અને એ તત્વ મ્હારાં રુપથી જૂદાં નથી તો પછી મ્હારૂં સત્ય સ્વરુપ મ્હને હજી કેમ ન જડે ?

હવે પછીનો શ્લોક પુનરુક્તિથી દોષિત નથી પણ પુનરાવલોકનનું પરિણામ છે. પથિક ત્હેમાં જાગૃત અને સ્વપ્નાવસ્થા તપાસતાં હેતુ-પૂર્વક ત્હેનો નિષેધ ( કારણ આપી ) કરે છે. અને આ રીતે સુષુપ્તિનો માર્ગ ખુલ્લો થાય છે, એટલે આગળ વધે છે, પણ સુષુપ્તિની સ્થિતિ

§ કોઇક ચીજનું વિસ્મરણ થતાં માણસને પોતાની સ્મૃતિ ઉપર તિ-રસ્કાર આવે છે તે વખતે 'અમુક કેમ જડતું નથી ?' એ ભાવમાં.

શિખરિણી—

**"ગણું હુ 'હુ' કોને ? શરીર મમ આ શું 'હું' જ હશે ?**
**"કહેનારો 'હુ' એ શરીર થકી કંઇ ભિન્ન દીસે;**
**"કહે નિદ્રામાં 'હુ'—નહિ શરીરની વાણી કહિ એ;**
**"મરૂં ત્યારેયે જો ! કયમ શરીર 'હું જાઉં છું' કથે ? ૧૦**

---

જ્ઞાનમય નહિં પણ શૂન્યમય હોવાથી, પાથિક ત્હેનો સ્વતર્કથી જ નિષેધ કરી તુર્યાવસ્થામાં સહજ સંચાર કરે છે ત્યાં એને મનઃ ધ્વનિની ઝાંખી થાય છે.

શ્લોક ૧૦.

**ગણું હુ 'હું' કોને ?**—હુ 'હું' એવો ઉદ્દગાર કરૂં છું પણ તે 'હુ' કોણ ?

**શરીર મમ આ શું 'હું' જ હશે**—સ્થૂલ રીતે આ શરીર 'હું' એમ બોલતું જણાય છે તો શું વાસ્તવિક રીતે તે જ 'હું' હશે ?

**કહેનારો 'હું' એ**—પણ ના ! હુ 'હું' એમ કહું છું ત્યાં તો શરીરથી કોઇ જૂદું તત્વ અન્દરથી બોલતું મ્હને જણાય છે, એટલે શરીરથી કોઇ ભિન્ન તત્વ 'હું' હશે !

**કહે નિદ્રામાં 'હું'**—વળી માણસ જ્યારે ઉંઘતો હોય છે ત્યારે ત્હેને બોલાવતાં 'હું' એમ ઉત્તર આપે છે; પણ તે શરીરની વાણી હોઈ શકે નહિ, કેમકે શરીર તો ત્યારે બેભાન-શૂન્ય અવસ્થામાં હોય છે. માટે એથીયે કોઇ બીજું તત્વ હશે તે 'હું'.

**મરૂં ત્યારેયે જો**—આથી આગળ મૃત્યુ સમયે શરીરથી કોઈ જૂદું તત્વ 'હુ જાઉં છું' એમ બોલતું જણાય છે, તો શું તે

> "વિચારો સ્વપ્ને હા ! કંઇક રમતા ચિત્રસહ ત્યાં,
> "જરા જો, જો ! ધીમે, રમતપટથી દૂર રહતાં
> "ખૂણે બેઠો કોઇ, રમત નિરખે સાક્ષી થઇને;
> "હશે ત્યારે રૂહેતો શું હું વણુ 'હું' બીજો પિંડ વિષે ? ૧૧

શરીરની વાણી હોઇ શકે ? નહિ જ ! કેમકે તે તો તે વખતે નિ-શ્ચેષ્ટ થયું છે.

## શ્લોક ૧૧.

**ચિત્રસહ ત્યાં**—હા ! સ્વપ્નાવસ્થામાં વિચારો ચાલુ રૂહેતા જણાય છે, અને ત્યાં સ્વકલ્પનાથી જ નવીન ચિત્રો દૃશ્ય થાય છે; તો એ ચિત્રોમાં કોઇ 'હું' હશે !

**રમતપટથી દૂર રહતાં**—પણ એ રમતપટ'પર તો અનેક ચિત્રો દૃશ્ય થતાં અને નાશ પામતાં જણાય છે ત્યારે કોઇ નાશ ન પામે એવો એ બધાં ચિત્રોને જોનાર હોવો જોઇએ.

**ખૂણે બેઠો કોઈ**—'જરા ધીમે'થી જોતાં કોઇ તત્વરુપે ખુણામાં બેસી એ સર્વે 'સાક્ષી થઇને' જોતો માલમ પડે છે. ત્યારે તો મ્હા-રામાં જ એક હું અને તે એવા બે 'હું' થયા, માટે શંકાથી—

**હશે ત્યારે રૂહેતો......**—શું આ દેહમાં સ્વાભાવિક કહું છું તે 'હું' સિવાય કોઇ બીજો 'હું' હશે ખરો ?

## શ્લોક ૧૨.

અહિં પથિક નિર્ણય કરવા જાય છે કે, 'હું આ જ છું' (તે રમતપટથી ખૂણે કોઇક સાક્ષી બેઠેલો) પણ એટલામાં આત્મ-

વસન્તતિલકા—

**"'હું આ જ છું' કથું તહિં મન એવું ભાસે,-**
**'ના ! એ ન તુજ રૂપ; એથી હજી વધારે**
**'કૈં સત્વ પૂર્ણ, પર, ઉત્તમ ને અનન્ત**
**'વ્યાપી રહ્યું ઉરવિષે, યદિ સર્વ વ્યાપ્ત. ૧૨**

---

ધ્વનિ થાય છે અને તે સૂચવે છે કે,

**ના ! એ ન તુજ રુપ**—એ જ ત્હારૂં કંઇ સત્ય રુપ નથી કિંવા તું એટલામાં જ સંકુચિત નથી, પણ

**એથી હજી વધારે**—અનન્ત બ્રહ્મરુપે કેવલ સાક્ષી જ નહિ અર્થાત્ તત્વરુપે ત્હારામાં 'હું' છે તેટલો જ તું વાસ્તવિક નથી પણ તેથીયે વિશેષ તું

**કંઈ સત્વ પૂર્ણ**—અહિં વ્યક્તિત્વ હોવાથી તું અપૂર્ણ છે, પણ તેમ નહિ ! (આત્મધ્વનિ અહિં સ્ફુટ સૂચન કરે છે કે,) તું તો કોઇક એવું સત્વ છે કે જે પૂર્ણ,

**પર, ઉત્તમ ને અનન્ત**—દ્રવ્યમાં સંકલિત નહિ પણ 'પર', વિકારયુક્ત સાક્ષી નહિ પણ 'ઉત્તમ' અને દેહાદિ કોઇ મર્યાદામાં નહિ પણ 'અનન્ત'.

**વ્યાપી રહ્યું ઉરવિષે......**—જો કે તને એ તત્વ ત્હારા સ્થૂલરુપમાં જ વ્યાપ્ત માલમ પડે છે, પણ એ જ ત્હારૂં તત્વ 'અનન્ત' હોવાથી ચરાચર બ્રહ્માંડમાં બ્રહ્મરુપે વ્યાપ્ત છે.

આ રીતે પથિકના **'સંશોધન'**નું સત્ય પણ ઝાંખું નિરાકરણ

> 'દેખાય જે શરીર, ને વળી લીંગ સૂક્ષ્મ,
> 'ના એ જ મૂલ, પણ અન્યથી ચાલતાં રૂહે;
> 'સ્થિતિ અનેક ફરતી પણ જે ફરે ના,
> 'સ્મૃતિ સતેજ કરતાં કહિ ઝાંખી થાયે.'" ૧૩

---

આત્મધ્વનિથી થાય છે; અને તે સાથે બ્રહ્મતત્વ ભણી હેની દૃષ્ટિ ખેંચવામાં આવે છે.

શ્લોક ૧૩.

**દેખાય જે શરીર**—આ સ્થૂલરુપે દશ્ય થતો દેહ.

**લીંગ સૂક્ષ્મ**—(સૂક્ષ્મ) લીંગ દેહ.

**ના એ જ મૂલ**—તર્કદૃષ્ટિથી પથિકને જ્ઞાત આ બે દેહ, એ જ કંઈ શરીરના અસ્તિત્વનું કારણ નથી. એટલે સત્ય સ્વરૂપ–આત્મતત્વ તે આ દેહ નથી, પણ

**અન્યથી ચાલતાં રૂહે**—કોઇક બીજી જ અદૃશ્ય વસ્તુ છે કે જેના બલથી–સત્તાથી આ બધું ચાલતું રહે છે.

**સ્થિતિ અનેક ફરતી......**—અને તે અદૃશ્ય તત્વ કોઇ પણ સંજોગોમાં આ મિથ્યા દ્રવ્યોની માફક પરિવર્તન પામતું નથી, પણ સર્વ સ્થિતિમાં સમાન–એક જ રહે છે.

**સ્મૃતિ સતેજ કરતાં**—અહિં ગુરુમન્ત્ર મૂકે છે કે, જો એ અદૃશ્ય તત્વની તું સ્મૃતિ જાગૃત કરશે–કે જેનું ત્હને હાલ વિસ્મરણ થયું જણાય છે, તો ત્હેની ત્હને 'ઝાંખી' થશે અને તત્પશ્ચાત્ જ્ઞાન-બલથી તું બધું (તે તત્વ અને ત્હારૂં ઐક્ય) જાણી શકશે.

ઉપજાતિ—

ઉરે ધરી અક્ષર—કલ્પના, તે
વિચારચક્રે ક્ષણમાં ચ્હડયો, ને
પછી ગયો નિર્ણયચક્રઆરે,
સંદેહ એવો મનમાં ધરીનેઃ- ૧૪

શ્લોક ૧૪.

**અક્ષર કલ્પના**—'**સંશોધન**'ના આખા કાણ્ડની બ્રહ્મતત્વની કલ્પના. આત્મધ્વનિથી શ્લોક ૧૨-૧૩ માં કંઇક પ્રકાશ પડ્યો છે, પણ પથિકનો પોતાની બુદ્ધિથી હજી કશો નિર્ણય થયો નથી, આથી 'કલ્પના' શબ્દ જ યોગ્ય લાગ્યો.

**વિચારચક્રે**—પૂર્વોક્ત 'અક્ષર-કલ્પના' ધ્યાનમાં રાખી, પથિક તરત જ વિચારમાં ઉંડો ઉતરી જાય છે. અહિં શ્રવણ, મનન અને નિદધ્યાસનનો ક્રમ યોજ્યો છે.

**નિર્ણયચક્રઆરે**—વિચારરુપી ચક્રથી ઉત્તરોત્તર ચ્હડતાં પથિક નિર્ણય-કે જે વિચારચક્રના ભ્રમણનું પરિણામ છે તે, રુપી આરે પૂહોંચે છે. કાણ્ડ ૧૨ નો વિષય '**નિર્ણય**' છે તેથી.

**સંદેહ એવો મનમાં ધરીને**—હવે પછીના કાણ્ડ ૯ માં '**તત્વભ્રમ**'નો વિષય છે ત્હેમાં તત્વ માટેની અનેક શંકા રજુ કરી છે, અને તે સાથે પુનઃ પથિકઉર ચલિત હોવાથી, આત્મધ્વનનનું વિસ્મરણ થયું છે; અને તે હેતુપૂર્વક જ કર્યું છે. કેમકે આત્માના આવા ધ્વનિ ઉપર જ તત્વનો નિર્ણય અપૂર્ણ છે, માટે ત્હેને વિવેક-બુદ્ધિથી તપાસ્યો છે.

# ૯. તત્વભ્રમ

શિખરિણી—

"બધા તર્કો ખોટા, વચનઉપર વિશ્વાસ નહિ રૂહે,
"નથી એવો કોઇ પથ જગતમાં સત્ય શીખવે,
"ગ્રહું ત્યારે શું સંપૂર્ણ સત વણુશંકા હ્રુદયમાં,
"મૂલો ઉંડાં છે હા! પરમ સતકેરાં મનનમાં. ૧

---

**તત્વભ્રમ**—કાણ્ડ ૮ માં પથિક સ્વસ્વરુપ શોધતો હતો ('હું' કોણ?). અહિં અખિલ બ્રહ્માણ્ડમાં વ્યાપ્ત કોઇ અનન્ત તત્વ તે શોધે છે. પ્રથમ તો તત્વ છે કે નહિ એ ભ્રમ થાય છે; ત્હેને શ્લોક ૩ માં જણાવ્યા પ્રમાણે નિષ્પક્ષપાતપણે તે તપાસે છે. એ પછીના બે શ્લોકોમાં અનેક મતમન્તાન્તરને તપાસી તે અસત્—અપૂર્ણ છે એમ જાણી, તત્વની નાસ્તિ ન માનતાં, 'કંઈ છે, કંઈ છે!' એમ પ્રતીતિ થતાં, ત્હેની પુનઃ શોધ આગળ ચલાવે છે. અહિં પથિક, આત્મા અને બ્રહ્મ એ બે તત્વો છે એમ, માને છે. એટલે શૂન્યવાદ કિંવા નાસ્તિકવાદથી આગળ ખેંચી પથિકને અહિં દ્વૈતવાદી બનાવ્યો છે. અદ્વૈતનો ભાસ પણ આજ કાણ્ડમાં કરાવ્યો છે, છતાં ત્યાં શંકા છે કે,

તોયે 'હું' એવું વદતાં જૂદું એ થતું હા!
ને હું રહું અહિં શરીર જૂદું, નિહાળી—

શ્લો૦ ૮, ઉત્તરાર્ધ.

શ્લોક ૧.

**બધા તર્કો ખોટા**—જો કેવલ તાર્કિકદષ્ટિથી જ ધર્મ્મનું અવ-લોકન કરવામાં આવે તો તે સત્ નથી. કારણ કે તર્ક, એક વખત, સત્ ને પણ અસત્ બતાવી શકે છે, એટલે ત્યાં નિર્ણય-સતનું અવ-લંબન કુશળતા ઉપર છે. આથી જ સત્યની પ્રાપ્તિ માટે, **तर्कोऽप्रतिष्ठः ।**

**વચનપર વિશ્વાસ નહિ રહે**—કદાચિત્ કોઈના વચન ઉપર આપણે સત્યને માટે વિશ્વાસ મૂકીએ, પણ તે કથન સત્ય જ છે એમ જાણવાનું આપણી પાસે પ્રમાણ શું? કેમકે,

**नासौ मुनिर्यस्य वचः प्रमाणम् ।**

**નથી એવો કોઇ પથ**—એટલું જ નહિ પણ 'જગતમાં' કોઇ એવો એક જ ધર્મ્મ સર્વ્વ માન્ય થયો નથી કે, જેના સિદ્ધાંતો બધા જ સત્ય હોય. ત્યાં તો **श्रुतयो विभिन्ना ।**

**અહું ત્યારે શું ......**—વસ્તુસ્થિતિ જ્યારે ઉપર જણાવી તે પ્રમાણે છે, ત્યારે 'સંપૂર્ણ સત્'-કે જેને માટે હૃદયમાં કોઇ પણ વખતે કિંચિન્માત્ર શંકાને સ્થાન રહે નહિ તે, હું કોને માનું? કિંવા ત્હેના પ્રમાણ અને શોધનમાટે કઇ વસ્તુ'પર અવલંબન રાખવું? પણ હા!—

**મૂલો ઉંડાં છે......**—તત્વજ્ઞાન એ વ્યવહારિક-સામાન્યજ્ઞાનની માફક સહજ કિંવા ઉપલક નથી, પણ ત્હેનાં મૂલો ઘણાં 'ઉંડાં છે,' અને તે 'મનનમાં' છે. અહિં આમ લખવાથી શ્રવણ, વાંચનાદિનો નિષેધ કર્યો નથી, પણ સત્યના અવલંબન માટે મનનની જરૂર છે.

'મનનમાં' **અન્તઃકરણ**ભાવનું આરોપણ રહી જાય છે. તો અહિં ખૂલાશો કરી લેવો જોઇએ કે, સત્યના અવલંબન માટેનું પ્રમાણભૂત સાધન કવિ **અંતઃકરણ** માને છે.

"લોકો કહે છે તેટલું જ સત્ય છે એવું માનવાને ત્હમે બંધાયા
"નથી; કોઇ શાસ્ત્રમાં લખ્યું છે માટે જ તે સત્ય છે એમ માનશો
"નહિ; કોઇ મહા પુરુષ અમુક કહી ગયો છે માટે જ તે સત્ય છે
"એવી પરાધીન બુદ્ધિ રાખશો નહિ, પણ સત્યને ત્યારે જ કબુલ
"કરજો કે જ્યારે ત્હમારૂં **અંતઃકરણ** તે સત્ય છે એમ સ્વીકારે. * * *

"જ્યાં સુધી સત્ય તપાસવાનું કોઇ એક સાધન ત્હમારી પાસે
"હશે નહિ ત્યાં સુધી ત્હમારી સ્થિતિ ધોબીના કુતરા જેવી રહેશે.
"**આ સાધન તે ત્હમારૂં અંતઃકરણ છે.** એના ઉપર પૂર્ણ
"શ્રદ્ધા મૂકજો અને એની જ સહાય્યથી સત્યાસત્યનો નિર્ણય કરજો.
"**આ સિવાય સત્ય માપવાની કોઇ બીજી ચાવી વિદ્ય-**
"**માન નથી.**" **(પ્રભુભક્તિ)**

અને આ અન્તઃકરણનો માન્ય ધર્મ્મ તે જ આપણો ધર્મ્મ; અને એ જ ભાવમાં—

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।**

નહિ તો વેદાન્તી, ખ્રિસ્તી, જૈનાદિ કોઈ પણ ધર્મ્મનો અનુયાયી જો ત્હેનો અર્થ પોતાના ધર્મ્મમાં જ સંકુચિત કરતો હોય તો

આ મહદ્દ્વાકયનો અર્થ તે ભાવમાં તદ્દન જ ખોટો છે એમ કહી શકાય; એટલું જ નહિ પણ તેથી એ ભગવદ્વાકય પોતે જ અસત્ય છે અગર સંકુચિત છે એમ ઠરે. આથી **સ્વધર્મ**નો અર્થ પોતે જે મતમાં છે તે ધર્મ્મ એમ નહિ, પણ પ્રત્યેક વ્યક્તિનો પોતાનો—અન્તઃકરણથી માન્ય કરેલો ધર્મ્મ અને તે જ **સ્વધર્મ**નું મૃત્યુ કલ્યાણરુપ છે. ભલે! 'પોતાનો ધર્મ્મ વિગુણ હોય તોપણ તે શ્રેય કરનારો છે–'

**श्रेयान्स्वधर्मो विगुणः ।**

એ ગીતાવાકય અક્ષરસઃ સત્ય છે એમાં ના કહી શકાય નહિ, પણ તે ઉપયુક્ત ભાવમાં!

**એમર્સન** આ ભાવને બહુ સ્પષ્ટ અને અસરકારક રીતે પ્રતિપાદન કરે છેઃ—

On my saying, what I have to do with the sacredness of traditions, *if I live wholly from within?* My friend suggested,— "But these impulses may be from below, not from above." I replied, "They do not seem to me to be such; *if I am the Devil's child, I will live then from the Devil. No law can be sacred to me but that of my own nature.*+"

+"જો હું શયતાનનો બાલક–ફલ હોઇશ (આસુરી સંપત્તિયુક્ત), તો હું શયતાનની પ્રેરણાથી (શયતાનરૂપે) જીવીશ."

**" ન હું માનું શાસ્ત્રો તદપિ નહિ એવું બની શકે,**
**" નહિ માને સન્તો યદિ જન ન એવું કથી શકે,**
**" ' ન જોયું સાચું હો ' તદપિ નવ એવું કદિ બને,**
**" ન હો બુદ્ધિ તેથી કથન કયમ સાચું કદિ ઠરે?:— ૨**

---

## શ્લોક ૨.

આ અને હવે પછીના બીજા બે શ્લોકો ૩–૪ કલાપક છે. આ શ્લોકમાં પ્રત્યેક પંક્તિએ નિષેધક વસ્તુ દર્શાવી છે, અને સત્યના અવલંબન માટે કદાચિત્ એ ચાર પ્રમાણો ઉપર આપણે શ્રદ્ધા ન મૂકીએ તોપણ અંતઃકરણ–આન્તર પ્રેરણાથી, શ્લોક ૩–૪ની વસ્તુઓ સંપૂર્ણ સત્ય કિંવા સૃષ્ટિવાદનો અન્તિમ નિર્ણય નથી એમ ભાન થયા વગર રૂહેશે નહિ.

અહિં શાસ્ત્રપ્રમાણ, મહાપુરુષનાં વચનો, પ્રત્યક્ષપ્રમાણ અને બુદ્ધિ, તર્ક, ન્યાય આદિ સત્ય જાણવાના સર્વે અંકુંભૂત સાધનોને એક વખત બાજુએ મૂકી નીચેના શ્લોક ૩–૪ ના સિધ્ધાંતો તપાસીએ તો તે અપૂર્ણ છે એમ આ સિવાય કોઇકિ આન્તર વસ્તુ બોધન કરતી હોય એમ આપણને સહજે જણાશે.

**ન હું માનું શાસ્ત્રો**—પથિક, સત્ય માટેની, સર્વે પ્રકારની પરાધીન બુદ્ધિ છોડી, એ સર્વેથી પર એવી કોઈ વસ્તુ ઉપર સત્યને માટે વિશ્વાસ મૂકે છે. શાસ્ત્રો કે જે સત્ય માટે કેટલીક જગ્યાએ પ્રમાણ ગણાય છે, પણ ત્હેનો એક એકમાં વ્યાઘાત હોવાથી હું તે ન માનું તોપણ તેથી એવું ન બની શકે કે;—

'નથી વિશ્વે કાંઇ, કુદરતકૃતિ સર્વં ગણવી;
'રહ્યું શૂન્ય વ્યાપી, નયન સઘળું વિષમ જુવે;
'વિરોધાભાસે આ જડ પણ જનો ચેતન કહે;
'તું જો સ્પર્શી દ્વારે, ન વચન કહિએ ઉકલશે. ૩

---

'નથી વિશ્વે કાંઈ.........

શ્લો૦ ૩—૪.

આ પંક્તિમાં એવો પણ ભાવ છે કે, શાસ્ત્રપ્રમાણ ન માનતા હોવાથી, શ્લોક ૩-૪ ના સિદ્ધાંતોનું ખંડન કદાચિત્ ન થઇ શકે, પણ તેથી શું તે લખાણ સત્ય છે એમ કદિ બની શકશે? નહિજ!

**નહિ માને સન્તો**—મહાપુરુષો ખોટે માર્ગે ગયા છે, અને કદાચિત્ પોતાને જ સત્ય માર્ગ જડયો ન હોય એવો તર્ક કરી, તેઓના વચન'પર આપણે વિશ્વાસ ન મૂકીએ; તો પણ તેથી શું મનુષ્ય એવું કહી શકશે કે, 'નથી વિશ્વે કાંઈ......'

**ન જોયું સાચું હો**—પ્રત્યક્ષ જોવામાં આવેલી વસ્તુને પણ એક વખત આપણે ન માની શકીએ તોપણ તેથી એવું તો ન જ બને કે, 'નથી વિશ્વે કાંઇ.........'

**ન હો બુદ્ધિ**—અને કદાચિત્ અજ્ઞાનદશામાં આ પ્રમાણે કહીએ તોપણ તેથી શું? અગર એવો પણ અર્થ થાય છે કે, શ્લોક ૩-૪ ના સિદ્ધાંતોને તપાસવાને સામાન્ય જનસમૂહમાં કદાચિત્ બુદ્ધિ ન હોય તો શું તેથી એ શ્લોકોનું કથન સાચું છે એમ થશે?

શ્લોક ૩.

**નથી વિશ્વે કાંઇ**—નાસ્તિવાદ પ્રમાણે 'વિશ્વમાં વસ્તુતઃ કંઇ જ નથી.' અહિં 'કંઈ જ નથી' કહી જગતને ભ્રાન્તિ માની છે એટલુંજ નહિ પણ ત્હેમાં તત્વના અસ્તિત્વની સૂધ્ધાં નાસ્તિ માની છે.

**કુદરતકૃતિ સર્વ્વે ગણવી**—ત્યારે અખિલ બ્રહ્માંડની સ્થિતિનું કારણ શું ? એવી શંકા સાહજિક જ થાય છે ત્હેનો પ્રત્યુત્તર માત્ર એટલો જ છે કે, બ્રહ્માંડ કોઇ દૈવી અનન્ત તત્વબલથી ગતિમાં છે એમ નથી, પણ એ સર્વ્વ કુદરતી રીતે થયું જાય છે. અહિં કહેવું જોઇએ કે, '**કુદરત**' એ શું તે કુદરતવાદીઓ સ્હમજાવી શકતા નથી. અહિં બુદ્ધિના વિકાસાનુસાર ઉત્તરોત્તર ક્રમ યોજ્યો છે તે ધ્યાનમાં રાખવો.

**રહ્યું શૂન્ય વ્યાપી**—વળી શૂન્યવાદ પ્રમાણે જગત્ શૂન્યનું પરિણામ છે, એટલું જ નહિ પણ દૃશ્ય જગત્યે શૂન્ય જ છે; છતાં દૃષ્ટિદોષથી ઉલટું દેખાય છે—અર્થાત્ 'જગત્' એવો ભાસ થાય છે. શૂન્યવાદથી ચેતન તત્વનું પણ શૂન્યમાં જ આરોપણ કર્યું છે.

**વિરોધાભાસે આ જડ......**—હવે જડવાદને તપાસી, ભૌતિક સિદ્ધાંતો ધ્યાનમાં લઇએ તો, તત્વની નાસ્તિ માટે તેઓનું કથન એવું થાય છે કે જગત્ આખું જડતત્વથી પૂર્ણ છે, અને અમુક સંજોગોમાં પરિણામે છે ત્હેનુંજ આ દૃશ્ય જગત્! એટલું જ નહિ પણ મનુષ્યો (ચેતન્યવાદી) ભ્રાન્તિને લીધે જડને પણ ચેતન કહે છે. ચૈતન્યતત્વની નાસ્તિ માટે તેઓ આ કારણ આપે છે કે,

"જો જડમાં ચૈતન્ય એવું તત્વ હોય તો આ બારણાંને તું ઠોક

'ગતિને વસ્તુથી ચર જગત આખું બની રહ્યું;
'મહા કોઇ શક્તિ અખિલ ભુવને સ્વસ્થિતિ કરી,
'ચલાવે તે હસ્તે નિજ, જગ, રહી ગુપ્ત નભમાં;
'ભ્રમે કીધું ઉભું નયનવિષયે જે જગ વસે.' ૪

---

"અને પછી જો કે તે જવાબ આપે છે?" કેમકે જો તે ચેતન હોય તો તેણે જવાબ આપવો જોઇએ, પણ તેમ થતું નથી.

## શ્લોક ૪.

**ગતિને વસ્તુથી**—કેવલ ગતિ અને વસ્તુ એ બેથી જ જગત્ બની રહેલું છે. જો દૃશ્ય જગત્ માટે જ આ ત્હેમનો સિદ્ધાંત હોત તો કદાચિત્ તે ખગોળવેત્તાઓનું કથન હું સાચું માની શકત કે,

"Give us *matter* and a little *motion*, and "we will construct the universe."

**મહા કોઈ શક્તિ... ...**—અહિં વિવેક વગરની પરંપરા-શ્રદ્ધા એવી છે કે, કોઈક મહાન્ શક્તિ અખિલ બ્રહ્માંડમાં રહેલી છે, અને તે આકાશમાં ઉંચે બેસી રહી, પોતાને હાથે, આ જગતને ચલાવે છે.

**ભ્રમે કીધું ઉભું**—આ દૃશ્ય જણાતું જગત્ કેવલ ભ્રાન્તિનું જ પરિણામ છે. અહિં 'નયનવિષયે' અને તે 'ભ્રમે' એવો શબ્દોનો વ્યાઘાત હેતુપૂર્વક મૂક્યો છે. આથી ભાવનો તર્ક આપોઆપ જ થાય છે.

હરિણી—

> " 'નહિ નહિ કદિ સાચું એ છે' ભણે ઉર માહરૂં;
> " હૃદય વસતી જ્યોતિ ત્યારે હશે મમ ભ્રાન્તિ શું ?
> " અખિલ જગ આ વિના તત્વે કદિ પણ ચાલશે ?
> " અધિક ગૂઢ હા ! સૃષ્ટિભેદો કયમે પછી ઉકલે ? ૫

---

## શ્લોક ૫.

શ્લોક ૫–૬ મૂલમાં હતા નહિ પણ ટીકા લખતી વખતે એવા શ્લોકની આવશ્યકતા જણાયાથી, મૂલનો એક શ્લોક કૂહાડી નાંખી, આ બે હરિણીવૃત્ત ત્હેની જગ્યાએ મૂક્યા છે. ધારૂં છું કે, આ ફેરફાર ઘણો જ ઉપયોગી છે એમ વાંચનથી માલમ પડ્યા વગર રૂહેશે નહિ. કેમકેઃ—( ૧ ) શ્લોક ૩–૪ ના સિદ્ધાંતો અસત્ છે ત્યારે સત્ શું તે માટેનો ખૂલાશો એ સિવાય અપૂર્ણ હતો. અને ( ૨ ) શ્લોક ૧–૨ ના સંસ્કારો ચાલુ રાખી, આત્મતત્વના અસ્તિત્વની પૂર્તિ, આત્મપ્રતિભાથી વિશેષ સરલ કરી આપી છે.

મૂલ શ્લોક ૫;—

ખણ્ડહરિગીત—

> અસ્તિત્વ રુપનું સત્ય એ,
> 'ના તત્વ' એ ભ્રાન્તિ હશે ?
> 'કંઈ છે, છે કંઈ' બકે
> મન, જાણતું નહિ શું હશે ?

**ભણે ઉર માહરૂં**—પૂર્વે શ્લોક ૩–૪ માં બતાવેલા સિદ્ધાંતો

સાચા નથી, (પછી ભલે! એક વખત એમ પણ માની લઇએ કે, કદાચિત્ તે અસત્ છે. એમ પૂરવાર કરવાને મ્હારી પાસે સાંધનો ન હશે, પણ તેથી શું?) એમ મ્હારૂં હૃદય મ્હને સાક્ષી પૂરતું લાગે છે. આથી જ '**ભણે**' અને 'ઉર'નો હેતુપૂર્વક ઉપયોગ કર્યો છે. એટલે મન, ચલિત હોવાથી, અગર બુદ્ધિ થાકી જવાથી આ ઉત્તર નથી.

**હૃદય વસતી** જ્યોતિ—આગળ '**સંશોધન**'માં જણાવ્યું તેમ પથિકને કોઇકિ અનન્ત દિવ્ય જ્યોતિનો આભાસ-અનુભવ થયો હતો. તે માટે પથિક અહિં શંકા કરે છે કે, જો કોઈ દૈવી તત્વનું અસ્તિત્વ જ ન હોય તો મ્હને થયેલી અનિર્વચનીય જ્યોતિનો અનુભવ શું ભ્રાન્તિ જ માત્ર છે? વળી આ જ્યોતિ પથિકે કોઈ બાહ્ય દ્રવ્યમાં કિંવા પોતાનાથી બૂહાર જોઈ ન હતી પણ પોતાની અન્દર જ અનુભવવામાં આવી હતી; એટલે આવી સ્થિતિમાં પણ 'હૃદય વસતી' સાભિપ્રાય છે.

**અખિલ જગ આ**... ...—કદાચિત્ એમ માનીએ કે, કોઇ યંત્ર 'મોટર', 'એન્જીન' આદિ ગતિ અને વસ્તુથી ચલિત સ્થિતિમાં જણાય છે, તો ત્યાં સૂદ્ધાં 'મોટર'ને ગતિમાં મૂકનાર કોઇક તત્વ હોય છે. ત્યારે **અખિલ** બ્રહ્માંડ—કે જેમાં એટલા બધા સૂર્યો અને સૂર્ય મણ્ડલો છે કે જેની હજી સૂધી કોઇ પ્રકારની ગણના જ થઇ શકી નથી, એટલું જ નહિ પણ લાખો માઇલના વેગે હજી કેટલાકનો પ્રકાશ સૂદ્ધાં ત્રણ ચાર હજાર વર્ષથી આપણા સૂધી આવી પૂહોંચ્યો

> "જગતમહિં કો' ખેંચે મ્હારૂં રહ્યું સત જે ઉરે,
> "ઉભય ક્યમ એ ખોટાં માનું ?–ખરે, સત છે જગે !
> "નિરખી મન ના બકે તે શું કહિ સત માગું હું
> "દીસત નહિ તે, તોયે થાયે, 'કંઇ–કંઇ છે બધે'." ૬

---

નથી એવું આ મહાન્ તન્ત્ર–યન્ત્ર શું કોઇ તત્વ વિના આપોઆપ જ ચાલી શકતું હશે ?

**અધિક ગૂઢ હા ! સૃષ્ટિભેદો......**—અને એથી પણ વિશેષ ગૂઢ–રહસ્યયુક્ત સૃષ્ટિના આન્તર ભેદ (મનુષ્ય શરીરની સામાન્ય રચના જ તપાસીએ તો મૃત અને જીવિત સ્થિતિનો ભેદ; જેમાં તે જ શરીર હોવા છતાં, વાચા નથી, સ્પર્શભાન ઇત્યાદિ નથી. આ સિવાય કુદરતનાં અનેક દૃશ્યો, જેમાં દરેકમાં કંઇ અદ્ભુત રહસ્ય સમાયેલું છે તે) તત્વના અસ્તિત્વની નાસ્તિ માનતાં કેમ ઉકલશે ? જ્યાં અજ્ઞેય એવાં પર તત્વ આગળ જ સર્વ્વનો ખૂલાશો અટકે છે, ત્યાં તે તત્વની જ નાસ્તિ માની સૃષ્ટિભેદ ઉકેલવાનો પ્રયત્ન કરવામાં આવે તે કેમ બને ?

## શ્લોક ૬.

**જગત્ મહિં કો' ખેંચે મ્હારૂં**—આ સિવાય જગતનું કોઇક અનન્ત તત્વ મ્હારાં વ્યક્તિત્વ તત્વને ખેંચતું હોય એમ જણાય છે. અહિં 'સત' એટલે સત્ય સ્વરુપ; બીજું સર્વ્વ નાશયુક્ત હોઈ, જે શેષ સત્ છે તે; આત્મતત્વ કે જેમાં સત્, ચિત્ અને આનન્દનો ગુણ છે તે.

વસન્તતિલકા—

> **તત્વભ્રમે ચિત્ત મ્હડયું ફરી શોધવું, " કયાં**
> **" અસ્તિત્વ એ રુપતણું રહતું હશે ? ને**
> **" આ દેહથી જૂદું થઈ કહિં તેહ રૂહેવું—**
> **" શું તેહની ફુંકથકી મમ નાવ ચાલે ?** ૭

---

ઉરે—આ શબ્દથી **એમ** સ્હમજાય છે કે, પથિકને પોતામાં કોઇક તત્વની ખાત્રી હવે યથાર્થ રીતે થઇ છે.

**ઉભય કયમ એ ખોટાં માનું**—જ્યારે આકર્ષણ કરતું કોઇક અનન્ત તત્વ મ્હને સ્હમજાય છે ત્યારે મ્હારૂં ખેંચાતું અને તે ખેંચતું એ ઉભય તત્વો કેવલ ભ્રાન્તિ છે એમ હું શી રીતે કહી શકું ? અને કદાચિત્ તે અનન્ત તત્વની નાસ્તિ માની લઉં તોપણ મ્હારા પોતામાં દૈવી તત્વ છે તો તેને ખોટું શી રીતે માની શકાય ?

**ખરે, સત છે જગે**—ગમે તેમ હો તોપણ જગતમાં ખરેખર ! કંઇક સત્-તત્વ છે એ નિઃસંદેહ !

**નિરખી મન ના બકે તે શું... ...**—પછી કદાચ તે ન જોવાથી અગર જોઇ ન શકાવાથી, **'મન'** તે નથી એમ **'બકે'** તે બકવાદને હુ કદી સાચો માની શકું ? અહિં શબ્દ યોજનાથી, જડવાદ, નાસ્તિકતા, શૂન્યવાદ આદિ અનન્ત તત્વ ન માનનાર મતમતાન્તરો પ્રતિ તિરસ્કાર દર્શાવ્યો છે.

**દીસત નહિં તે**—ત્હેને હું પ્રત્યક્ષ દષ્ટોદષ્ટ જોઇ શકતો નથી, તેમ જ ત્હેને હું 'આ તે છે' કહી, બતાવી, પૂરવાર કરી શકતો નથી.

"ના નાવ 'હું', ફુંક 'હું' છું, પણ ફુંક ક્યાંથી?
"એ ફુંકતું જગ ઉડે-કહિ એ જ 'હું' ના!
"તોયે 'હું' એવું વદતાં જૂદું એ થતું હા!
"ને હું રહું અહિં શરીર-જૂદું, નિહાળી ૮

---

**તોયે થાયે**—તોપણ મ્હને મનમાં એવું થાય છે (આન્તર પ્રેરણા રુપે) કે,

**કંઈ-કંઈ છે બધે**—કંઈક કે જેને હું નામ આપી શકતો નથી તે બધે-અખિલ જગતમાં સર્વત્ર વ્યાપ્ત છે. આ 'કંઇ' તે જ તે અનન્ત તત્વ!

શ્લોક ૭.

**તત્વભ્રમે ચિત્ત વ્હડયું... ...**—આ પ્રમાણે કંઈક-તત્વ છે એવો નિર્ણય થતાં પથિકનું ચિત્ત પુનઃ તત્વ ભ્રમણમાં વ્હડયું; અને તુર્યાવસ્થા આગળ જે સ્વતત્વની શોધ અપૂર્ણ મૂકી હતી તે ફરી શરૂ કરી. અહિંથી કાવ્યનું વહન જરા ગુંચવાડા ભરેલું લાગે છે, અને વિષય પણ અહિંથી જ કઠિન બને છે. પથિકના વ્યક્તિત્વ-તત્વ અને તે અનન્ત તત્વનું અહિં સાથે શોધન અને પૃથક્કરણ થાય છે.

**આ દેહથી જૂદું**—મ્હારૂં સ્વતત્વ મ્હારા પોતામાં છે ત્હેની તો ખાત્રી જ! પણ તે અનન્ત તત્વ પણ મ્હારા દેહમાં જ છે કે, 'આ દેહથી જૂદું થઈ' તે કોઇ બીજી જગ્યાએ જ રહે છે?

**શું તેહની ફુંક થકી**—અહિં આગળની પંક્તિથી વિચાર અટકી પ્રવાહ બદલાય છે. જેમ પવનથી નાવ ચાલે છે તેમ શું આ

મ્હારી શરીરરુપી નાવ તે ( અનન્ત તત્વ ) ની ફુંકથી જ તો ન ચાલતી હોય ? અહિં રુપકથી દેહ અને આત્મા-બ્રહ્મનો સમ્બન્ધ દર્શાવવા પ્રયત્ન કર્યો છે.

શ્લોક ૮.

**ના નાવ 'હું'**—પણ હું કંઇ નાવ નથી કે ત્હેની ફુંકથી ચાલી શકું. ત્યારે શું

**ફુંક 'હું' છું**—હું પ્રાણ છું કે જેનાથી આ દેહ ચાલતો રહે છે એમ મનાય છે ? અહિં પ્રાણ એ આત્મા નથી એ ખાસ ધ્યાનમાં રાખવું. આ પ્રાણ તે 'અંગ્રેજી'માં Breath. ગુજરાતીમાં આ માટે 'પ્રાણ'થી વિશેષ ભાવસૂચક શબ્દ નથી. કાંઇક જીવભાવ ખરો, પણ તે 'પ્રાણવાયુ'યુક્ત. કેટલાકના મત પ્રમાણે આ 'પ્રાણ' તે જ આત્મા છે. આથી આગળ તેઓ જઈ શક્યા નથી.

**પણ ફુંક ક્યાંથી ?**—એ પ્રાણ તે હું કેમ કરીને હોઇ શકું ? કેમકે પ્રાણને આપનાર, એ ફુંક નહિ પણ ફુંકનાર એથી પર છે.

**એ ફુંકતુ જગ ઉડે**—જો ! કોઇક જગત્ ઉપર ફુંકતું ફુંકતું ઉડતું હોય એમ જણાય છે, અને તે પોતાની ફુંકથી જગતને ચાલુ રાખે છે, તો—

**કદિ એ જ 'હું' ના**—કદાચિત્ આત્મારુપે તે અનન્ત બ્રહ્મ-તત્વ જ 'હું' ન હોઉં ? અહિં અદ્વૈતની શંકા છે ત્હેનું બીજી જ પંક્તિમાં તેટલા પુરતું ખણ્ડન કર્યું છે. આમ કરવાથી વસ્તુસ્થિતિ ઉપર વિશેષ પ્રકાશ પડે છે. એટલું જ નહિ પણ અહિં જ અદ્વૈતનું બીજ રોપી તરત જ ત્હેના ફલની ઇચ્છા રાખવી એ કાવ્યઅર્કો દોષ જ

ઉપેન્દ્રવજ્ર—

"ત્હેની ગતિ વિશ્વપટે સુણાતી,
"—પાંખો પ્રસારી જગ ઉડતામાં;

વસન્તતિલકા—

"હા! ચિત્ર એ નિરખતાં કંઈ યાદ આવે,—
"શું એ જ ના સત કહિ મુજ રુપ કેરૂં!" ૯

---

કૂહેવાય અને તે સાથે સરલતા દોષિત થાય.

**તોયે 'હુ' એવું વદતાં......**—પણ જ્યારે 'તે હું છું' એમ હું કૂહેવા જાઉં છું ત્યાં તો તે ઉડનાર=બ્રહ્મ અને હું જોનાર આત્મા જૂદા પડી જઇએ છીએ. **'सोऽहम्'। 'अहंब्रह्मास्मि'** આદિ વાક્યોમાં પણ **'તે'** અને **'હું'** એવાં બે તત્વો ધ્વનનથી સ્હમજાય છે. પછી **આ** દીવાનો પ્રકાશ અને **પેલો** સૂર્યનો પ્રકાશ, એમાં પ્રકાશની એકતા ભલે હો પણ સ્થૂલ રીતે 'આ' અને 'પેલો' એવી ભિન્નતા તો રૂહેવાની જ!

**ને હું રહું અહિં શરીર......**—'તે' 'હુ' છું એમ કૂહેવા તો હું જાઉં છું, પણ તેની સાથે જ આ શરીરનો મ્હારો સમ્બન્ધ મ્હને સ્મરણમાં આવે છે. એટલે તે જગત્ પટે ઉંચે ઉડતું જણાય છે જ્યારે હું અહિં, શરીરને લીધે ત્હેનાથી જૂદું પડેલું, શરીરમાં જ રહી જાઉં છું, અને ત્હેને ઉડતું, શ્લોક ૯માં જણાવેલી પ્રથમ બે પંક્તિ પ્રમાણે, હું નિહાળું છું. આ ચિત્રાત્મક કાવ્યથી ભેદ અતિશય સ્પષ્ટ થાય છે.

## શ્લોક ૯.

અહિં ઉપેન્દ્રવજ્રાની બે લીટીથી અને વસન્તતિલકાની બે લીટીથી શ્લોક પૂર્ણ થાય છે. ભાવનાના વહનને માર્ગ આપતાં આ પ્રયોગ સ્વીકારવો પડે તો તે બાધ ન ગણાશે. બન્નેનું યુગ્મ જૂદું વંચાશે તો શ્લોક સંયુક્ત થશે એટલું જ ! તેમ છતાં કેટલાક સારા લેખકોએ આ નવો રસ્તો કૂહાડયો છે તો ત્હેમાં આટલી છુટ વિશેષ ન કૂહેવાય.

રા. રા. **નરસિંહરાવનો** ઉપજાતિ-વસન્તતિલકા છન્દ, જો કે પ્રથમ ત્રણ ઉપજાતિનાં ચરણ અને ચોથાં વસન્તતિલકાના વિજાતિય ચરણથી બન્યો છે, તોપણ ત્હેમાં કર્ણપ્રિયતા છે.

" અર્પ્યો ખુશીથી નિજ બાળ મોંઘો,<br>
ન અશ્રુ ઢાળ્યાં, હૃદયે ન શોક;<br>
પ્રસન્ન ઇશે થઈ શોક ટાળ્યો,<br>
એ બાળને જ નવજીવનમાં જગાડયો. "

( **સ્મરણસંહિતા** )

રા. રા. **બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરનો** આવો જ વંશસ્થ-વસન્તતિલકાનો પ્રયોગ પણ ઇચ્છવા યોગ્ય છેઃ—

" અને ત્હમે દેવિ, ત્હમારું રુપ તે<br>
કયહાં, કયહાં રુપ ત્હમારું આજનું !<br>
કહે છ આત્મા ન વધે નહીં ઘટે<br>
આત્માવિકાસ તમ શો દ્રુત સૌમ્ય દીઠો !"

( **ભણકાર** )

પણ છન્દઃ શાસ્ત્રની છુટનો જ્યાં વિશેષ ઉપયોગ કરવામાં આવે છે ત્યાં કવિ જણાવે તેમ કદાચિત્ ભાવનાનું વહન—"અર્થભાવ પ્રવાહ"* બહુ સારી રીતે વહતો હશે, પણ આવા શ્લોકભંગથી વાંચન કોક-રાય છે એ તો નિર્વિવાદ !

**ત્હેની ગતિ વિશ્વ પરે સુણાતી**—શ્લોક ૮–૯ સંયુક્ત છે, 'નિહાળી' સાથેનો આ સમ્બન્ધ પંખીની ગતિ વખતે પાંખનો જે અવાજ થાય છે તે. આથી 'ગતિ'નો ભાવ પણ આવે છે અને 'સુણા-તી'નો ભાવયે આવે છે.

**પાંખો પ્રસારી**—બ્રહ્મનું જગતમાં વ્યાપકપણું અને તે પણ સંપૂર્ણ રીતે.

**ચિત્ર એ નિરખતાં**—જીવરુપી એક પંખી દેહથી બાધિત હોવાથી, ભૂમિએ માયા–વૃક્ષ ઉપર બેઠું છે જ્યારે તેવું જ બીજું પંખી–બ્રહ્મ ઉંચે આકાશમાં ઉડતું જગતને ઓળંગતું માલમ પડે છે. પેલું ઝાડ'પર બેઠેલું પંખી પેલાં ઉડતાં પંખીને જોઈ રહે છે, અને તે વખતે ત્હેને આ દૃશ્ય જોતાં પોતાની પૂર્વે સ્થિતિની સ્મૃતિ જાગૃત થાય છે. આ ચિત્ર–કાવ્ય દૃષ્ટિ સમક્ષ રાખવાથી અર્થ ઉપર વિશેષ પ્રકાશ પડે છે. અહિંથી કાણ્ડ ૧૦ માં આવતી **'સ્મૃતિ'** જાગૃત થાય છે; અને તેથી જ આ ચિત્ર જોતાં **અનીશ** ઉદ્દગાર કૂહાડે છે, "શું એજ ના સત્ કદિ મુજ રુપકેરૂં ?"

*આ માટે **'શ્લોકભંગ'**નું લખાણ **'ભણકાર'**માં ૨૫ મે પાને જોવું.

## ૧૦. સ્મૃતિ

માલિની—

> **પથિકહ્રદય એવા તર્કમાં મુગ્ધ થાતું,**
> **વિકસિત વધુ પેખી આત્મજ્યોતિ વિશાલ!**
> **વળી વળી નિરખે તે ચિત્તની કલ્પનાને,**
> **ભ્રમ ત્યમ વધુ થાયે, દેખતાં ઐક્યતાને. ૧**

---

**સ્મૃતિ—'તત્વભ્રમ'**માં પથિક વિશેષ ઉંડો ઉતરી ગયો. ત્યાં હેને અનેક શંકાઓ પછી, નિર્ણયરુપે ઇશનું તાદૃશ્ય જોવાનું મળ્યું. આથી હેની સ્મૃતિ જાગૃત થઇ; અને હેમાં, 'શું એ જ ના સત્ કદિ મુજ રુપકેરૂં?' એ પોતાના જ ઉદ્દગારથી અદ્વૈતભાવના સ્ફુરી. તુલના અને 'સ્મૃતિ' એટલાં સાથે સાથે છે કે, તુલનાથી સ્મૃતિ જાગૃત થાય છે કે, સ્મૃતિથી તુલનાને પોષણ મળે છે એ કહેવું જરા ગુંચવાડા ભરેલું છે.

<u>શ્લોક ૧.</u>

**એવા તર્કમાં**—જ્ઞાનમયદશામાં પથિકહૃદયમાં ઘ્વનન થયું કે, ઉંચે ઉડતું પંખી કદાચિત્ હારૂં સત્ય સ્વરુપ ન હોય? આ પ્રકારના અદ્વૈતના તર્કમાં.

**મુગ્ધ**—ભાવિ ઉચ્ચ સ્થિતિની કલ્પનાના આનન્દથી 'મુગ્ધ.'

**વિકસિત**—'હૃદય'ને કમલની ઉપમા આપતાં.

> સ્હજ ધીમી ઉઘડે જો! અક્ષિએ સત્ય જોવા,
> તહિં ઉર અધીરૂં ના છોડતું કલ્પનાને.
> ( કયમ કરી સઉ છોડે જે મળ્યું દુષ્પ્રયત્ને ?
> નહિ કદિ જીવને જે સ્હેજમાં પામવાનું ! ) ૨

---

**વધુ પેખી આત્મજ્યોતિ**—જ્ઞાનમયસ્થિતિમાં જતાં આત્માનું આવરણ—અજ્ઞાન સહજે દૂર થાય છે એટલે હૃદયમાં આત્મજ્યોતિની છાપ પડે છે કિંવા હૃદય, આત્મજ્યોતિ જોઇ શકવાની–અનુભવાની સ્થિતિમાં આવે છે.

**ચિત્તની કલ્પના**—કાણ્ડ ૯, શ્લોક ૮–૯ માં દર્શાવેલું ચિત્ર –કે જે પથિકની કલ્પનામાં સ્થિતિ કરી રહ્યું છે.

**ભ્રમ ત્યમ વધુ થાયે......**—આ ચિત્રને જોતાં પથિકહૃદય જેમ જેમ તુલનામાં વિશેષ આગળ વધે છે તેમ તેમ તે વધુ ભ્રમમાં પડે છે. અહિં પથિકની રુપકઅંકૃાં ચેષ્ટા છે. એક વખત તે આત્મ-જ્યોતિ ( જે પોતાનું સત્ય સ્વરુપ છે તે ) પ્રતિ દૃષ્ટિ કરે છે; બીજી વખત તે બ્રહ્મસ્વરુપને ધારી ધારીને જૂવે છે. પરિણામે તે ઉભયનું અદ્વૈત ત્હેને સ્હમજાય છે; આથી તે વધુ ગુંચવાડામાં પડે છે.

<u>શ્લોક ૨.</u>

**સ્હજ ધીમી** ઉઘડે—પથિક–હૃદયનો આ મનોવ્યાપાર (તુલના અને અદ્વૈતના ભાસનો ) સૂક્ષ્મ છે. પણ હવે તે ત્હેનો સ્થૂલમાં અનુ-ભવ લેવા માગે છે. અદ્વૈતનો સિદ્ધાંત સ્થૂલ સૃષ્ટિમાં પણ તેટલો જ ગ્રાહ્ય છે કે કેમ ? એ જાણવાનો અહિં પ્રયત્ન છે. આ સિવાય એવો

હરિણી—

**ઉર પથિકનું ખૂલ્યું; પ્રકાશ પંખી અક્ષિતણો,**
**હૃદયપટમાં પડયો, વધુ સુતેજ પ્રસારતો—**
**મિલન ક્ષણમાં, કલ્પિત તોય, સૂચન સ્મૃતિથી**
**કંઇક કંઈ તે કર્તો હતો, ઉરે સ્વપ્રભાવથી. ૩**

---

પણ ભાવ છે કે, સત્યની પૂર્તિ દૃષ્ટિજ્ઞાનથી થવી જોઇએ; જ્યારે ઉપ-યુક્ત ચિત્ર તો માત્ર કલ્પનામાં જ છે, અને કલ્પનામાં જ ત્હેની એકતા માલમ પડે છે, પણ સ્થૂલ રીતે એ બે પંખીઓ એક એકને તદ્દન મળતાં છે કે કેમ, એ એક શંકા રહે છે; તો ખૂલ્લી આંખે તે ઉભયનું અદ્વૈત સાચું છે કે કેમ, તે જોવા પથિકની આંખ, જરા ધીમે ઉઘડે છે.

**ઉર અધીરૂં**—આવું દૃષ્ટિ ચિત્ર કદાચ આંખ ઉંઘાડવાના પ્રયત્નમાં કલ્પનામાંથી જતું ન રહે એવા ભયથી 'અધીરૂં પથિકનું ઉર' અહિં **કલ્પના** એટલે ભ્રમણા નહિ પણ સત્ય માનસિક તાદૃશ્ય.

**ના છોડતું કલ્પનાને**—આંખ ઉઘાડી શકયું નહિ. આ વ્યવ-હાર સમાધિની સ્થિતિનો બહુ હૃદયગ્રાહ્ય ચિતાર આપે છે; અને વસ્તુતઃ તેમજ થાય છે એ અનુભવવાળા માણસોને જણાવવું પડે એમ નથી. આથી જ સમાધિ વધુ લંબાય છે.

**કયમ કરી સઉ છોડે... ...**—અહિં કલ્પના ન છોડવાનું કારણ કવિના ઉદ્‌ગારરૂપે છે. સમાધિની સ્થિતિ, એકાગ્રતાના ઘણા પ્રયત્ન પછી પ્રાપ્ત થાય છે.

**નહિ કદિ જીવને.....**—'જીવને' શબ્દથી શ્લેષાલંકાર થાય છે. 'એ' સાતમી વિભક્તિનો પ્રત્યય ગણીએ તો 'જીવનમાં' એવો અર્થ થાય છે, અને 'ને' છઠ્ઠીનો પ્રત્યય ગણીએ તો 'જીવાત્મા માટે' એમ અર્થ થાય છે. રસનું પોષણ ઉભયમાં બહુ સારી રીતે જણાશે.

શ્લોક ૩.

અહિં 'હરિણી'માં છઠ્ઠી અને દશમી શ્રુતિએ યતિ લીધા છે, અને પહેલી અને ત્રીજીમાં અગીઆરમીએ બીજો યતિ છે. વિશેષે મૂલ બન્ધારણમાં જ્યારે નવમી શ્રુતિએ ગુરુ—છે ત્યારે અહિં લઘુ ⌣ છે. વહનને આ યોગ્ય લાગ્યું.

**ઉર પથિકનું ખૂલ્યું**—પથિકની આ મનોમય સ્થિતિનો ક્રમ અતિશય સ્વાભાવિક છે. જ્ઞાનના સહજ સંચાર, વિચાર, અને મનનમાંથી એકાગ્રતાની સ્થિતિ સહજે આવે છે. ત્યાંથી આગળ વધારી, અદ્વૈતના અધ્યાસથી ત્હેને નિર્વિકલ્પ સમાધિમાં આણ્યો છે તે અતિ હેતુ-પૂર્વક. આ પછી વિકાસક્રમ ચાલુ રહે છે અને પથિકનું હૃદય ખૂલે છે.

**પ્રકાશ પંખી અક્ષિતણો**—કાવ્યનું રૂપકમાં જ વહન છે અને તે કાણ્ડ ૧૨ '**નિર્ણય**' સૂધી એ જ પ્રમાણે રૂહેશેઃ—

**द्वा सुपर्णा सयुजा सखाया**<br>
**समानं वृक्षं परिषस्वजाते ।**

શ્રુતિવાક્ય

**'સંગીતધ્વનિ'** લખાયા પૂર્વે **त्रयाणामद्वैतं** સાધવા પ્રયત્ન હતો. બ્રહ્મને મૂકી, જીવ અને ઈશ્વરનો સમ્બન્ધ (કંઇક ફેર સાથે ઉભય અશુદ્ધ અને પ્રવૃત્તિમાન) નીચે બતાવ્યો છેઃ—

પ્હોંચ્યો એક મહાવનમાં,
શાન્તિ ધરીને તે મનમાં,
કંપીને દુઃખથી તનમાં,
માર્ગ જૂવે યદિ ઘનવને.

બીજો લઈ આન્તર બલ,
રૂહી નિજ સ્વરુપે નિર્મલ,
ધરી હૃદયે શ્રદ્ધા અચલ,
કાપે નિજ પન્થ અઘોર વને.

હૃદયપુષ્પાંજલિ

પણ એ 'પરમ-શ્રેષ્ટ ત્રિયોગ

परमोऽयमस्माकं त्रियोगो योगः'

કેવલ એક ગુંચવાડા ભરેલો નવો પ્રકાર જ છે એમ જાણતાં, જીવ અને ઈશ્વરનું ઐકય આત્મતત્વમાં કરી, બ્રહ્મ સાથેનો ત્હેનો સમ્બન્ધ ' સંગીતધ્વનિ 'માં લીધો છે.

(૧) સૃષ્ટિના ઉત્પત્તિના કારણરુપ જો ઈશ્વર માનવો પડતો હોય તો આત્મતત્વથી તે પૂર્ણ થઇ શકશે;§ અને વસ્તુઃ તેમ જ છે.

" હું જે આત્મા અગોચર તે
રચું છું સૃષ્ટિગોચર આ. "

સ્વામી રામતીર્થ

§ "Soul who maketh all". *Emerson.*

આ હેતુથી જ પ્રથમ '**આત્મપ્રતિધ્વનિ**'નો કાણ્ડ લખ્યો હતો પણ તે 'ગરબી'માં હોવાથી મૂલમાં લીધો નથી,

જોયું જે નવ માન્યું ત્હેને
ધરી શ્રદ્ધા હ્રદે રે લોલ;*
છે એ સર્વ કૃતિ **નિજ** ગણીને
મન વિરામતું રે લોલ.

(૨) જો જીવમાં અશુદ્ધિ અને ઇશ્વિરત્વમાં શુદ્ધિનું આરોપણ હોય તો સત્ય સ્વરુપમાં આત્માને શુદ્ધ માની લેતાં બાધ આવે એમ નથી. ઉલટું અદ્વૈતના માર્ગમાં આ જ ક્રમ યોગ્ય જણાશે.

(૩) સત્ય, વિવેક, અને સરલ રીતે જાણી શકાય એવું દેહમાનું **આત્મતત્વ** (જે મનુષ્યનું સત્ય સ્વરુપ છે તે) **સર્વમાન્ય** થયા વગર રહે નહિ ત્હેનાં અનેક કારણો છે; અને ન્યાયથી **બ્રહ્મ** એવાં અનન્ત તત્વને માનવામાં પણ શંકા આવે એમ નથી. તેમ છતાં આ બેથી જ્યારે હેતુ સધાય છે ત્યારે આ બે તત્વો મૂકી, ત્રીજા એવા ઇશ્વિરત્વની ઉત્પત્તિ અકારણ છે. નાસ્તિવાદના સંશયનું એ જ સાધન છે. આ સિવાય બીજાં કેટલાંક કારણોથી '**સંગીતધ્વનિ**'માં ઇશ્વિરત્વને સ્થાન આપ્યું જ નથી, પણ આત્મા અને બ્રહ્મનું અદ્વૈત, તત્વના પૃથક્કરણથી, સિદ્ધ કર્યું છે.

* આવો જ કંઈક ભાવ 'In Memoriam'માં છે.

By Faith, and faith alone, embrace
Believing where we cannot prove.

*Tennyson*

મન્દાક્રાન્તા—

> એંચાયું ત્યાં સૂચનસ્વરમાં, હર્ષઘેલું બનેલું
> પન્થીકેરું ઉર અધીરૂં તે, તત્વમાં ઐક્ય જોઇ,
> ભૂલી સ્થિતિ સ્થૂલ શરીરની દિવ્ય જ્યોત્સ્ના પૂઠે, ને
> સ્મૃતિ જૂની નવીનરૂપમાં શબ્દ ભેદુ રચી લે:— ૪

---

**હૃદયપટમાં પડ્યો**—વિકારાદિ આવરણ દૂર થઇ એકાગ્રતા થતાં આત્મતત્વને પ્રકાશવાનો માર્ગ મળ્યો. આ સ્વતત્વના પ્રકાશ વખતે 'પંખીઅક્ષિતણો પ્રકાશ', શુદ્ધિ થવાના કારણે, સમાન હોઇ એંચાતાં, 'હૃદયપટમાં પડ્યો.'

**વધુ સુતેજ પ્રસારતો**—આત્મજ્યોતિ પોતાના પ્રકાશ વખતે પણ બાધિત જેવી લાગતી હોવાથી, પથિકને સંપૂર્ણ જ્યોતિર્મય ભૂમિકામાં લઇ ગઇ ન હતી, પણ ત્હેની અનન્તતાનો બ્રહ્મરુપે મિલાપ થતાં પ્રકાશ અપરિમિત થયો.

**મિલન ક્ષણમાં**—સમાધિની સ્થિતિમાંથી અહિં ક્ષણિક સાક્ષાત્કારની સ્થિતિનો ક્રમ છે. આ સ્થિતિ જો કે સમાધિની ઉચ્ચ ભૂમિકા છે અને સ્વાભાવિક છે તોપણ પથિકને એ (સ્થિતિ)માં લાવવાનાં કારણોમાં બે મૂખ્ય છે.—(૧) સ્વતત્વ અને અનન્ત તત્વ છે એ ખૂલ્લું કરી આપવું. (૨) ઉભયનું ઐક્ય આ સ્થિતિમાં જ થઇ શકે; અને આમ થયા પછી જ પથિકને અદ્વૈતની ખાતરી થાય છે.

**કલ્પિત તોય**—કદાચિત્ આવું મિલન માનસિક ભ્રાન્તિ હોય તોપણ.

**ઉરે સ્વપ્રભાવથી**—આ મિલનથી સ્મૃતિ જાગૃતિ થઇ, અને તે 'ચિત્' હોવાનું જ પરિણામ.

શ્લોક ૪.

**સૂચનસ્વર**—પૂર્વે સૂચન થયું તે આનન્દદાયી હોવાથી સ્વરરુપે.

**હર્ષઘેલું બનેલું**—સાક્ષાત્કારની સ્થિતિ હમણાં જ અનુભવી હતી તેથી.

**તત્વમાં ઐક્ય જોઈ**—આત્મા અને બ્રહ્મનું અદ્વૈત જોતાં,

**ભૂલી સ્થિતિ......**—દિવ્ય જ્યોતિની ઝાંખીથી પોતે કોણ છે, ક્યાં છે, શું કરે છે વિગેરે સ્થૂલ શરીરનો સમ્બન્ધ પથિક ભૂલી ગયો હતો. અત્યાર સૂધી તેમ જ હવે પછી પણ વાર્તાના નાયકરુપ પથિકની ચેષ્ટા બહુ જ ઝાંખી વર્ણવી છે અને જ્ઞાનની નવીન મનો-સૃષ્ટિમાં જ આ બધો વ્યવહાર ચાલે છે, એટલે લક્ષ્યાર્થમાં વાર્તારુપે આવા દોષના કારણનો ખૂલાશો કરવા આ લીટી મૂકી છે.

**સ્મૃતિ જૂની**—વસ્તુનું સ્મરણ નવું ન હોઈ શકે: સ્મૃતિ થાય તો તે કોઇ ભૂત વસ્તુની હોવી જોઇએ. આથી આત્મતત્વ જ્ઞાનરુપ છતાં ત્હેના સ્વરો અત્યાર સૂધી પથિકે સાંભળ્યા નહતા ( જે વિસ્મરણ કહેવાય છે ).

**નવીન રુપમાં**—જણાય છે 'નવીન રુપમાં' પણ સ્મૃતિ તો જૂની જ!

**ભેદુ**—હવે પછીના લખાણનો વાચ્યાર્થ નહિ પણ વ્યંગાર્થ લેવાનો છે તેથી.

હરિગીત—

"અન્ય તો ખોટું ખરે! યદિ યાદ ઝાંખી છે મ્હને,
"હા! મોહની દૃઢ છાપથી, એ સત્ય નહિ ઝટ ઉકલે.
"મ્હારૂં સ્મરણ મુજને થતું, જો! કાર્યની એ વાત છે;
"આત્મજયોતિ પ્રગટતાં આ હૃદય-દીપ સાક્ષી પૂરે. ૫

---

શ્લોક ૫.

**અન્ય તો ખોટું ખરે**—'**તત્વભ્રમ**'માં જણાવ્યા પ્રમાણે,

બધા તર્કો ખોટા, વચન'પર વિશ્વાસ નહિ રૂહે,
નથી એવો કોઈ પથ જગતમાં સત્ય શીખવે,

શ્લો૦ ૧, પૂર્વાર્ધ.

* * * * * *

મૂલો ઉંડા છે હા! પરમ સતકેરાં મનનમાં.

શ્લો૦ ૧, ચ. પં.

અને એમાં જ આગળ શ્લોક ૫ માં કહ્યું છે કે,

'નહિ નહિ કદિ સાચું એ છે' ભણે ઉર માહરૂં;

પ્ર. પં.

આત્મતત્વ અને બ્રહ્મ (જેનું નીચે ઈશ્વિરત્વમાં આરોપણ કર્યું છે તે) તેમજ હૃદયપ્રતીતિના સિદ્ધાંતને પ્રતિપાદન કરનાર નીચેનાં વાક્યો ઠીક લાગશેઃ—

Two points: that the thing itself which
questions, answers,—is, it knows;
As it also knows the thing perceived outside
itself,—a force,
Actual ere its own beginning, operative

through its course,
Unaffected by its end,—that this thing like-
wise needs must be;
Call this God, then call that soul, and both
the only facts for me.
Prove these facts? *That they o'er pass my
power of proving, proves them such*:

**R. Brownings.**

**યાદ ઝાંખી છે મ્હને**—પૂર્વે ઉભયનું ઐક્ય હતું, તેમ જ એ આત્મતત્વ શી સ્થિતિમાં હતું ત્હેનું મ્હને સ્મરણ છે પણ,

**મોહની દૃઢ છાપથી......**—દેહથી બાધિત થતાં મોહની દૃઢ છાપ બેસી ગઈ અને તેથી એ સત્ય (હું અમુક જ હતો એવી જે સ્મૃતિ છે તે) ઝટ સ્હમજાતું નથી.

**મ્હારૂં સ્મરણ મુજને થતું**—પણ 'नष्टो मोह स्मृतिर्लब्धा' 'મોહ નાશ પામતાં સ્મૃતિ થઇ' એટલે હું જે પોતાને જ ભૂલી ગયો હતો તે કોણ? ત્હેનું મ્હને સ્મરણ થાય છે.

**કાલ્યની**—દેહ ધારણ કરવાને થોડો જ સમય થયો છે તેથી.

**આત્મજ્યોતિ પ્રગટતાં......**—સાક્ષાત્કારમાં આત્મજ્યોતિનો અનુભવ થયો એટલે હૃદયને પણ ત્હેની પ્રતીતિ થઈ. આથી આ બધું કથન સત્ય છે કે નહિ, ત્હેની ખાત્રી કરવાને પ્રતિભા સિવાય જો કોઇ બીજો સાક્ષી જોઇતો હોય તો આત્મસાક્ષાત્કાર પછીનું હૃદય તે માટેની સાક્ષી પૂરશે.

"મુજ જાતિથી છુટું પડી, હું દુઃખ મન માનું ઘણું,–
"જો, જો! સુખે છે તે રમે જે સાથમાં મમ ઉપન્યું.
"હા, હા! અમે બે પંખીઓ ચિર દિવ્ય બ્રહ્મ જ્યોતિનાં,
"ઉડતાં રહી સાથે સદા, આનન્દના આકાશમાં. ૬

---

શ્લોક ૬.

**મુજ જાતિથી છુટું પડી**—અનન્તતત્વ-બ્રહ્મ જે સજાતિય છે ત્હેનાથી સ્વતત્વ-આત્મા છુટો પડયો.

**હું દુઃખ મન માનું ઘણું**—કાણ્ડ ૪-૫ માં જણાવેલા વિપ-યના સંક્ષિપ્ત સૂચનરુપે પુનરુક્તિ છે. કેવલ '**અધ્યાસ**' અને તેથી 'માનું'; વાસ્તવિક રીતે નહિ.

**સાથમાં મમ ઉપન્યું**—ક્યારે ઉત્પન્ન થયાં તે જણાવ્યું નથી, પણ એટલું તો ખાત્રીપૂર્વક કહે છે કે, અમે સાથે જ ઉત્પન્ન થયાં હતાં.

**અમે બે પંખીઓ**—શામાંથી ઉત્પન્ન થયાં ત્હેનો અહિં ઉત્તર આપ્યો છે કે, અનન્ત જ્યોતિનાં અમે બે પંખીઓ-એક 'ચિર દિવ્ય બ્રહ્મ' અને એક 'હું' એ અધ્યાહૃત્ છે.

**આનન્દના આકાશમાં**—'આકાશ' એ પંખીને ઉડવાને માટે; અને 'આનન્દમય કોષ' એ તત્વનું સ્થિતિસ્થાન. અહિં લીટીમાં એમ પણ જણાવ્યું છે કે, 'અમે સાથે ઉડતાં હતાં' એ ઐક્ય દર્શાવવા. આથી પૂર્વે જ્યારે આત્મા દેહાદિથી બાધિત થયો ન હતો ત્યારે તે આનન્દમય કોષમાં તત્ત્વરુપે હતો. '**સ્નેહાઞ્જલિ**' શ્લોક ૧ અને '**ઉદ્‌ઘાટન**' શ્લોક ૧ તપાસતાં આ ઠીક સ્હમજાશે.

"ઉત્તમ હતી અમ પાંખ, ને જ ગયન્ત્ર તો મનઃરાજ્ય'તું;
"નહિ એક એકથી ભિન્ન, જ્યોતિર્દેહથી સમ લાગવું.
"જૂદું હું નહિ, જૂદું તે નહિ–'હું' 'તે' ભળે દ્વય એકમાં;
"અમ દીર્ઘ આંખો ચમકતી; ન્યૂનતા ન પ્રીતિ રજમાં. ૭

---

શ્લોક ૭.

**ઉત્તમ હતી અમ પાંખ**—કેવલ રૂપકનું જ પોષણ છે, છતાં ઉભયમાં ઉત્તમ ગતિ હતી, એમ લઇ શકાય ખરૂં.

**જગયન્ત્ર તો મનઃરાજ્ય'તું**—અને જગત્ તો માત્ર એક યન્ત્ર જેવું અમારી મનસ્વી શક્તિને અધીન હતું. સ્વમાવસ્થામાં દૃશ્ય જગતનાં જેવાં જ બલ્કે તેથી પણ વિચિત્ર, ચિત્રો ખડાં કરી, નવીન મનોસૃષ્ટિ ઉત્પન્ન થઇ શકે છે. વળી આ તો પરાધીન સ્થિતિ રહી કે જેમાં મનુષ્ય ઉંઘે છે, પણ જાગૃતાવસ્થામાંયે પ્રાણવિનિમયના નિયમાનુસાર પોતાની મરજી પ્રમાણેના તાદૃશ્યો, કાલ્પનિક સૃષ્ટિમાં, ઉપજાવી શકાય છે. એટલે તે જ ભાવમાં દૃશ્ય જગતને લઇએ તો એ કેવલ 'મનઃરાજ્ય' નહિ તો શું?

**નહિ એક એકથી ભિન્ન**—જો કે કાણ્ડ ૯ શ્લોક ૮ માં જણાવ્યું તેમ શંકા તો રહે છે.

તોયે 'હું' એવું વદતાં જૂદું એ થતું હા! — તૃ. ૫.

અને એ શંકા સામાન્ય નહિ પણ સપ્રમાણ છે; કેમકે 'હું' 'તે' છું એમ કહેતામાં તો 'તે' અને 'હું' જૂદાં પડીએ છીએ. આ શંકાનું ઝાંખું નિરાકરણ '**સ્મૃતિ**'થી જ કરાવ્યું છે. પંખી જણાવે છે

કે, કદાચિત્ અમે બે હતાં એથી દ્વૈત ભાવના થાય પણ અમે,

'નહિ એક એકથી ભિન્ન'

એક એકથી જૂદાં હતાં નહિ, પણ

**જ્યોતિર્દેહથી સમ લાગતું**—અમારી દેહ (જેને ત્હમે ભિન્નતાનું કારણ માનો છો તે) જ્યોતિર્મય હોવાથી ત્હેમાં ભેદ નહિ પણ એકતા જ હતી. દાખલા તરિકે સમુદ્રનું એક મોજું અને સમુદ્રનું સામાન્ય પાણી કે જેમાંથી જ તે બન્યું છે; એમાં 'સમુદ્રનું પાણી' અને 'મોજું' એવા બે શબ્દોથી દ્વૈત થતો નથી પણ ઉભયનું ઐક્ય જ છે. કેવલ શબ્દોમાં જ 'મોજું' અને 'સમુદ્રનું પાણી' એવો દ્વૈત. હવે આ જ ન્યાયે એક કાગળ લઇ ત્હેના ઉપર હું 'પેનસીલ'થી લીટી દોરૂં, અને કહું કે,




આકૃતિ ૧ લી.

કાગળનો अ (૧) ભાગ ब (૨) ભાગથી જૂદો છે. તે કેટલા પૂરતો કે પેલી લીટી છે ત્યાં સૂધી. આથી એમ નથી કે, કાગળનો अ ભાગ ब ભાગથી છુટો છે, અને ઉભયમાં એક એકથી વિપરીત ગુણો છે. હવે આ લીટી (કે જેથી ખાલી વ્યક્તિત્વ મનાય છે તે) જો હું લઈ લઉં–ભૂસી નાંખું તો તે (अ અને ब) બે નહિ પણ ઉભય

ક્યાં તો अ એક જ કે ब એક જ છે. પણ अ એ માની લીધેલી ટૂંકી કક્ષા છે એટલે એ આખું વિભક્ત (अ) નથી પણ ब જ છે.

**'તૃતિયધ્વનિ'**માં આ નિર્ણય હજી પણ વધુ સ્પષ્ટ કર્યો છેઃ—

દીપજ્યોતિ ભિન્ન છે, ન સૂર્યના પ્રકાશથી,
તરઙ્ગ તેમ ભિન્ન છે, ન વારિ સાગરે કદિ.

શ્લો. ૦૨, પૂર્વાર્ધ્ધ.
(જ્યોતિઃસાગર)

તત્વજ્ઞાનના વિષયમાં આ એક સહમજવાની બાબત રહી જાય છે કે, अ—આત્મા—સ્વતત્વ અને ब—બ્રહ્મ—અનન્ત તત્વ ઉભય જ્યોતિર્મય હોવાથી પરસ્પર આકર્ષણ ધરાવે છે; તે સાથે દેહ કેવલ ત્હેની જ ઉત્પત્તિ હોવાથી સાક્ષાત્કાર સમયે તદ્રૂપ બની જાય છે. જડને પણ ચેતન માનવાનું કારણ આથી. આનો સંપૂર્ણ ખૂલાશો '**તૃતિયધ્વનિ**'માં કરવામાં આવશે.

**જૂદું હું નહિ, જૂદું તે નહિ**—આવરણથી ભિન્નતા પણ ખોટી અને 'હું' 'તે' એવા શબ્દો પણ પરિમિત અને અધ્યાસ માત્ર. કારણ કે વાસ્તવમાં જ્યારે લીટી ન હતી ત્યારે अ એવી ચીજ જ ન હતી, એટલે अ પણ જૂદું નહિ અને ब પણ જૂદું નહિ.

**અમ દીર્ઘ આંખો ચમકતી**—સ્મૃતિ થાય છે કે, અમો સંપૂર્ણ જ્ઞાનમય હતાં. દીર્ઘ આંખ હોવાથી બધું સારી રીતે જોઇ-જાણી શકતાં હતાં. **રૂપકમાં** ફ્લોત્પેક્ષાસિદ્ધવિષયા છે.

**ન્યૂનતા ન પ્રીતિ રઙ્ગમાં**—એક રીતે પરસ્પર રક્ત-સંકલિત હતાં, અને બીજી રીતે સ્વતન્ત્ર વાક્ય લઇ આશ્ચર્યચિહ્ન મૂકીયે તો,

**रसो वै सः**

# ૧૧. અનીશ-ઇશભેદ

---

શાલિની—

> "ત્યાં છોડીને સાથ ત્હેનો, ન જાણું
> "શાથી જૂદું હું થયું ઐક્ય મૂકી !
> "જે પ્રીતિમાં ભઙ્ગ ના હોય કો'દી
> "ત્હેમાં ક્યાંથી ભેદ આવ્યો દીસે એ ? ૧

---

**અનીશ-ઈશભેદ**—અનીશ એવો આત્મા (જીવભાવમાં; અહિં બે તત્વો જ માન્યાં છે એટલે વધારે ગુંચવાડો ન થાય. આત્માના પેટા ભાગમાં શુદ્ધાત્મા અને જીવાત્મા.) અને ઇશ બ્રહ્મ, એ ઉભયનો ભેદ અહિં બતાવવાનો પ્રયત્ન છે.

'સ્મૃતિ'થી પથિકનું પૂર્વ્વ જ્ઞાન સતે જ થયું અને રુપકમાં ત્હેનો પૂર્વ્વ સમ્બન્ધ કાણ્ડ ૧૦ ના શ્લોક ૬-૭ થી બતાવ્યો. પ્રત્યેક વ્યક્તિમાં રહેલું સ્વતત્વ-આત્મા અને અખિલ બ્રહ્માંડમાં વ્યાપ્ત અનન્ત તત્વ, એ બે તત્વોની પ્રતીતિ શાસ્ત્રપ્રમાણ સિવાય થાય છે એમ કાણ્ડ ૮-૯ થી બતાવ્યું. આગળ વધી જ્યારે અદ્વૈતનો સિદ્ધાંત માન્ય કર્યો ત્યારે દ્વૈતની શંકાઓ ખડી થાય છે. કાણ્ડ ૧૦ ના શ્લોક ૭ની ટીકામાં આપેલી આકૃતિથી ભેદના પરિણામ વિષે સહજ સૂચન છે. આથી આત્મા એવી પણ ચીજ ન હોતાં તે સૂદ્ધાં કેવલ બ્રહ્મ છે- પણ દેહાદિથી બાધિત અને પરિમિત જણાતો.

હજી તત્વજ્ઞાનનો '**પ્રથમધ્વનિ**'જ હોવાથી ન સ્હમજાય એવી વસ્તુઓ (બ્રહ્મ અને આત્માના સમ્બન્ધની તેમજ આત્મા અને દેહના સમ્બન્ધની) પદાર્થવિજ્ઞાન, જીવનશાસ્ત્ર, શરીર (રચના, ક્રમ આદિના નિયમથી દૃશ્ય અને ગતિમાન દેહનું) શાસ્ત્રાદિની સહાય્યથી જોઇએ તેવી સ્પષ્ટ કરી નથી, તે '**તૃતિયધ્વનિ**'માં સંપૂર્ણપણે જણાવવામાં આવશે. એટલે ત્યાં સૂધીને માટે તો બુદ્ધિનું આ સાધારણ વલણ યોગ્ય જ ગણાશે.

અહિં પથિક પોતાના સ્વતત્વ માટે વિચાર કરે છે; પણ તેથી એમ ન સ્હમજવું કે પથિકનો જીવાત્મા, એ પંખી હોવાની કલ્પનાથી (એક બ્રહ્મ અને એક આત્મા), જગતમાં એક જ છે; અથવા કેટલાક સિદ્ધાંતો મ્હારા જોવામાં આવ્યા છે તે પ્રમાણે, **ब** એ




આકૃતિ ૨ જી.

બ્રહ્મતત્વ હોઈ, **अ** એ ત્હેનો થોડોક અશુદ્ધ ભાગ ઈશ્વર છે; અને આ ઈશ્વરતત્વ (કે જે માયામશ્રિત છે તે) પોતામાં ૧–૨–૩–૪–૫–૬ અગણિત જીવો રચી લે છે; અને તે પ્રત્યેક આ વ્યક્તિત્વ દેહધારી જણાતું સ્વતત્વ છે, એમ પણ નથી.

જગતમાં દૃશ્ય અનેક જીવો* વ્યકિતત્વ આત્મરુપ છે અને તે પ્રત્યેકનું સ્વતત્વ પથિકના સ્વતત્વ સમાન છે, એટલે પથિકના પંખી-રુપ આત્માની તુલના સર્વ ભૂતમાત્રને એક રીતે લાગુ પડશે.




આકૃતિ ૩ જી.

આકૃતિ ૩ જી ના નિરિક્ષણથી માલમ પડશે કે, **ब**–અનન્ત તત્વ જે ઉડતું પંખી છે, તે અનેક **अ**–સ્વતત્વ જે તુલના કરે છે ત્હેને, સમાન રીતે પથિક **अ** જેવું જ જણાય છે. એટલે વિશ્વમાં આવાં અનેક **अ** ને ( આકૃતિમાં બતાવ્યાં છે તે પ્રમાણે ) તુલના

* જીવો-બહુવચનમાં. મનુષ્ય, પશુ, પંખી, જંતુ આદિ પ્રાણી જ નહિ પણ જેમાં ચૈતન્યતત્વ છે તે ( પદાર્થવિજ્ઞાન અને જીવનશાસ્ત્રના નિયમ પ્રમાણે ) ઝાડ, પર્વતાદિ સૂદ્ધાં.

કરતાં અનેક પંખીઓ ગણવામાં બાધ નથી. જેમાંથી આપણે કેવલ એક પથિકના આતું જ એક પંખી સંકલિત ગણી લીધું. **કૃષ્ણ ચરિત્રની રાસલીલાનું રહસ્ય તે આ.**

મૂલ લખાણ ટુંકું લીધું હતું પણ તેથી કેટલાક ભાવો શંકારુપ થવાના ભયથી નીચેના શ્લોકનો વિસ્તાર શ્લોક ૧ થી ૬ સુધી કર્યો છે.

ખણ્ડ હરિગીત—

ત્યાં છોડીને સંગાથ હું
વૃક્ષડાળે બેસતાં,
ખાવા પિપ્પલ લાગ્યું પછી
ગણી સુખ એ સ્થૂલ ભોગમાં.

શ્લોક ૧.

**ત્યાં છોડીને સાથ ત્હેનો**—ગત્ કાણ્ડમાં જણાવ્યું તેમ,

હા, હા ! અમે બે પંખીઓ—
ચિર દિવ્ય બ્રહ્મ, જ્યોતિનાં
ઉડતાં રહી સાથે સદા
આનન્દના આકાશમાં.

શ્લો૦ ૬, ઉત્તરાર્દ્ધ.

અમે બે પંખીઓ સાથે જ હતાં. **રાસલીલા**માં પ્રત્યેક ગોપી એમજ ધારતી કે કૃષ્ણ પોતાની સાથે જ છે, અને સર્વે સાથે એવી-રીતે હોવા છતાં, વસ્તુતઃ એમ જ જણાતું. આથી અનેક કૃષ્ણ હતા એમ નહિ પણ પ્રત્યેકને તે જૂદી જૂદી રીતે જણાતા એ ખરૂં !

આવી ઐક્યની સ્થિતિમાંથી હું જૂદું પડ્યું. આમાં એવો પણ ગર્ભિત હેતુ છે કે, સાથ તેણે છોડ્યો નહિ પણ મ્હેં છોડ્યો.

"ત્યાં દૃષ્ટે કો' વૃક્ષ મ્હારે પડયું, ને
"ત્યાંથી લીલા આ બની દેહકેરી.
"જાણું ના તે સંગી આ વૃક્ષ જોતું,
"કે હું જોઉં એ બધું કલ્પનામાં? ૨

---

**ન જાણું શાથી જૂદું......**—બ્રહ્મથી આત્મા કેવી રીતે છુટો પડયો એ જાણવાની સ્થિતિમાં હજી પથિક–હૃદય આવ્યું નથી. '**સ્નેહાગ-જલિ**'ની ટીકામાં '**તૃતિયધ્વનિ**'ના 'જયોતિઃ સાગર'નાં કાવ્યમાં આ ઉપર કંઇક પ્રકાશ પાડયો છે.

વા વિકારથી થતી ગતિ દધિ પટે ખરે!
સૂક્ષ્મ ચક્ષુથી જણાય; ના કદિ બીજી રીતે!

શ્લોક ૪, ઉત્તરાર્દ્ધ.

**જે પ્રીતિમાં ભંગ ના હોય... ...**—કાણ્ડ ૧૦, શ્લોક ૭ માં જણાવ્યું તેમ અમે 'નહિ એક એકથી ભિન્ન'; તો એવા ઐક્ય–અદ્વૈતમાં દ્વૈતરૂપી ભેદભાવનો ભાસ કયાંથી થયો એ હજીસુધી 'અજ્ઞેય' જ! વળી 'જે પ્રીતિમાં ભંગ ના હોય કો'દી' અને તેથી જ શ્લોક ૭ માં '**સ્મૃતિ**' છે કે, 'ન્યુનતા ન પ્રીતિરંગમાં' ત્યારે આવી પ્રીતિમાં ભંગ પાડનાર કોઇ અધિક બળ હોવું જોઇએ, કે જે માટે કાણ્ડ ૧ '**અજ્ઞેય**'માં શંકા થઇ હતીઃ—

હશે એવું કોઈ જગ વસતું આકર્ષણ અતિ,
અને ખેંચે તે શું મમ ઉર પ્રસારી નિજ શક્તિ?

શ્લો૦ ૧, ઉત્તરાર્દ્ધ.

આનો પ્રત્યુત્તર નીચેના શ્લોકમાં સંપૂર્ણ નહિ તો પણ અસ્ફુટ આપ્યો છે. મૂલ કારણ તો આમાં પણ નથી છતાં કારણના મૂલની

શરૂઆત ખરી.

> ત્યાં દષ્ટે કો' વૃક્ષ મ્હારે પડ્યું, ને
> ત્યાંથી લીલા આ બની દેહ કેરી !
>
> શ્લો૦ ૨, પૂર્વાર્દ્ધ.

એ સાથે જ આગળ,

> કેવું લાગ્યું દશ્ય તે મોદદાયી ?
> ને ઇચ્છ્યું મ્હેં દ્રુમ ત્હેમાં થવાને:
>
> શ્લો૦ ૫, પૂર્વાર્દ્ધ.

શ્લોક ૨.

**ત્યાં દૃષ્ટે કો વૃક્ષ.....**—આ માટે કાણ્ડ ૯ નો શ્લોક ૯ ધ્યાનમાં લેવો. આ વૃક્ષ તે માયારુપી વૃક્ષ કે જે માટે 'યોગી'ના કાણ્ડમાં પૂર્વે ઉલ્લેખ થયો છે;—

> **વટવૃક્ષથી** વિંટળાયલી
> ભૂમિ ભાળી, મધુ ગાન ગર્જતી.
>
> શ્લો૦ ૧, ઉત્તરાર્દ્ધ.

આત્માના જૂદા થવામાં માયા કારણરુપ હતી કે નહિ તે કહી શકાય એમ નથી, કેમકે તેમ ગણતાં એક મ્હોટી ભૂલ થાય છે, અને તે સાથે એક મહાશંકાને સ્થાન મળે છે. પણ એટલું તો કહી શકાય કે, જૂદા થયા પછી કિંવા જૂદા થવાની સંધીમાં આત્માની આ વૃક્ષપ્રતિ દૃષ્ટિ પડી અને ત્યાંથી જ સ્થૂલ સમ્બન્ધ ચાલુ થઈ, દેહાદિની સર્વ ચેષ્ટા પરિણામ પામી.

**સંગી**—સાથી, ઉડતું પંખીડું, બ્રહ્મ, અનન્ત તત્વ, એ પર્યાય છે. શ્લોકના ઉત્તરાર્દ્ધથી બે શંકાઓને સ્થાન મળ્યું છે, અને તે પંખીને આ સ્થિતિમાં થાય તેવી.

"ને હોયે આ દૃશ્ય સાચું કદાપિ;
"તોયે માનું રૂડું ત્હેને ન લાગ્યો!
"જો એવું તો આવતું મ્હેં ન દીઠું,
"પ્રીતિભીનું મ્હારૂં તે સંગીડું હા! ૩

## શ્લોક ૩.

**આ દૃશ્ય સાચું કદાપિ**—પૂર્વે એ શંકાઓનું મિશ્રણ હતું; અહિં તે ઉભય'પર દૃષ્ટિ કરી છે. (૧) આત્મા બ્રહ્મથી છુટો પડયો તે વખતે આત્માને જ આ વૃક્ષ જણાયું કે, બ્રહ્મને પણ? અને (૨) કદાચિત્ બ્રહ્મે તે ન જોયું હોય, પણ તે અનન્ત તત્વ જ્ઞાનમય છે અને 'દીર્ઘઆંખવાળું', તો એમ ન બન્યું હોય કે, હું એ વૃક્ષ અને ત્હેની ચેષ્ટાઓ કેવલ કલ્પનામાં જ જોતું હોઉં, કે જે **કલ્પના** કદાચ તે ન જોઇ શકે. અહિં માયાને મિથ્યા, ભ્રમ, કલ્પના માનવાનો પ્રયત્ન છે, પણ એ શંકાનાં ખંડનનું બીજારોપણ '**અજ્ઞેય**'-માં કર્યું છેઃ—

છું હું ઉભો જગપટે, નભ ભૂ નિહાળી,
ને જોઉં આ બધી ક્રિયા **મમ ચક્ષુથી** હા!
એ કલ્પના સતતણી કરવાની જે છે
આ બુદ્ધિ તે ક્યમ ગણું સહુ ભ્રાન્તિ મ્હારી?

શ્લો૦ ૧૨.

અને '**તત્વભ્રમ**'માં ત્હેનો આછો નિર્ણય કર્યો છેઃ—

ન હું માનું શાસ્ત્રો તદપિ નહિ એવું બની શકે—

× × × ×

**ભ્રમે કીધું ઉભું નયન વિષયે જે જગ વસે.**

શ્લો૦ ૨–૪.

આથી આ વૃક્ષ સાચું હોય એમ બને પણ ત્યારે બ્રહ્મના **ચિત્**માં ન્યૂનતા આવે ? આ પ્રશ્ન પથિકે છેડયો નથી, પણ માની લીધું છે કે,

**રઙ્ગ્ ત્હેને ન લાગ્યો**—અનન્ત બ્રહ્મમાં માયા એવી વસ્તુ નથી, પણ આત્માના સમ્બન્ધમાં જ એની સ્થિતિ માલમ પડે છે. અહિં ' રઙ્ગ્ ' શ્લેષાર્થી છેઃ–(૧) ડાઘરુપે માયાની અશુદ્ધિ, અને (૨) તાન, લગની, મોહરુપે વૃક્ષના ફ્લોપ્રતિ પંખીની આસક્તિ.

**જો એવું તો**—અહિં પથિકના 'ભેદુ' શબ્દો ગુંચવાયા છે. પરમ જ્ઞાનની ભૂમિકાથી કંઇક ભેદ–કેટલેક અંશે સત્ અને કેટલેક અંશે અસત્, પથિકનું આ કથન ન્યૂનતાવાળું છે એમ '**તૃતિયધ્વનિ**'માં સ્હમજાશે. પથિકની સ્મૃતિમાં એમ જણાય છે કે, તેણે તે પંખીને વૃક્ષ'પર આવતું દીઠું નથી. આથી જો ત્હેને 'રઙ્ગ્ ' લાગ્યો હોય તો તે આવવું જોઇએ એવી સંભાવના.

**પ્રીતિભીનું**—એટલુંજ નહિ પણ તે પ્રેમમય છે, અને અમારી પ્રીતિમાં ન્યૂનતા ન હતી, એટલે આત્માના આકર્ષણથી પણ આકર્ષણના નિયમ પ્રમાણે (સમાન સમાનને આકર્ષે છે) તે અહિં આવવું જોઇએ. છતાં તે કદિ અહિં આવતું જણાતું નથી. આથી એક શંકા થાય છે કે, પથિકને કાણ્ડ ૧૦ માં સાક્ષાત્કાર કરાવ્યો તે શું ? આ માટે **વૃક્ષ'પર** આવતાં કદિ જોયું નથી એ ધ્યાનમાં રાખવું, એટલે ઉડતું તો તે ( પથિક, કાણ્ડ ૯ માં જણાવ્યું તેમ ) જૂવે છે.

**સંગીડું**—'ડું' વાત્સલ્યસૂચક.

"હું બેઠું ત્યાં વૃક્ષની ડાળીએ, ને
"ધીમે ધીમે જોઉં ત્યાંની ક્રિયા, ને
"જોઇ મ્હેં ત્યાં ઘોર છાયા મચેલી
"જુદી જુદી વૃક્ષની ડાળીઓથી. ૪

---

શ્લોક ૪.

**હું બેઠું ત્યાં વૃક્ષની ડાળીએ**—પંખી ડાળીએ બેઠું ત્યાંથી દૃશ્ય-લીલા શરૂ થઇ. જો કે આ પૂર્વે 'વૃક્ષ જોવાનો' વિકાર આત્મામાં થયો હતો. પૂર્વે 'ઉદ્‌ઘાટન' અને '**અજ્ઞેય**'માં આ ડાળી'-પર બેસવાના પ્રસંગને જ સ્થૂલ શરીરનું કારણ લીધું છે. આ સાથે સરખાવતાં તે અપૂર્વ સંકલના આપો-આપ ધ્યાનમાં આવશે.

ભેદી કોષ અદૃશ્ય-જે
કૃતિ કદિ ના શૂન્યથી ઉકલે,
જૂવે તે અવનિ પ્રભા,
ત્યજી હતી જે કોષમાં વ્યાપતી;

શ્લો૦ ૧, પૂર્વાર્દ્ધ.

અને એજ **ડાળી**'પર બેસવાના પ્રસંગને ઉપાડી લઇ 'અજ્ઞેય'માં વાર્તા રુપે અતિ હેતુપૂર્વક શ્લોક મૂક્યો છે.

ત્યાં ઉતર્યો જગ-દૃશ્યપટે
ઝટ માનવ કો' નભ ગુપ્ત થકી.

શ્લો૦ ૩, ઉત્તરાર્દ્ધ.

પુનરુક્તિરુપે પંખીના હવે પછીના શ્લોક ૪-૫, જે ભેદ (દૃશ્યથી શરૂ થયો હતો, પણ) ઉકલ્યો ન હતો. તે પંખીના મુખે ( તે જાણતું

હોવાથી ) સ્પષ્ટ કરાવ્યો છે. આથી પૂર્વેના કાણ્ડો ધ્યાનમાં લેતાં સંકલના બહુ સારી રીતે સ્હમજાશે.

**ધીમે ધીમે જોઉં ત્યાંની ક્રિયા**—આત્માને * જન્મ લીધા પછી ' **વિશ્વદર્શન** ' થયું, અને

તહિં ચાલતાં, જોતાં બધું
ક્ષણ ક્ષણ તરઙ્ગ કંઈ ઉઠે,

શ્લો૦ ૪. તૃ. પં.

'**ત્યાંની ક્રિયા**' તે એ જ કાણ્ડના શ્લોક ૨–૩ માં જણાવેલાં દૃશ્યો. ' અજ્ઞેય'માં જન્મ્યા પછી જોવાની ક્રિયા બહુ જ સંક્ષિપ્ત છે.

શૂન્ય બની જગતન્ત્ર જૂવે,
( નહિ મન્ત્ર શીખ્યો કંઈ સત્ય હજી )

શ્લો૦ ૪. પૂર્વાર્દ્ધ.

**જોઇ મ્હેં ત્યાં ઘોર છાયા...**—'ઘોર'માં અતિશય અને અન્ધકારયુક્ત એવા બે ભાવો૦ આ ' ઘોર છાયા ' મચવાનું કારણ 'વૃક્ષની ડાળીઓ.' માયાની તમસ્ પ્રકૃતિનું અહિં સૂચન છે, '**યોગી**'ના કાણ્ડનું આ રહસ્ય.

રજનિ ઘનઘોર વિજને,
નહિ જ્યોતિ જરી જ્યાં પ્રકાશવા,
**વટવૃક્ષથી વિંટળાયલી**
**ભૂમિ ભાળી,**

શ્લો૦ ૧.

* આત્માએ જો જન્મ લીધો હોય તો ત્હેમાં વિકારનો બાધ આવશે, પણ એ શંકા હાલ જોવાની નથી. ભલે. સવડ માટે અહિં ત્હેને **જીવ** માની લ્યો.

"કેવું લાગ્યું દૃશ્ય તે મોહદાયી !
"ને ઇચ્છયું મ્હેં લુસ ત્હેમાં થવાને:
"જૂદાં જૂદાં વૃક્ષનાં તે ફલોને
"લાગ્યું ત્યાં હું ચુસવા કેવી હોંસે !    ૫

---

શ્લોક ૫.

**દૃશ્ય તે મોહદાયી**—ડાળીઓથી મચેલી ઘટા, વિવિધ ફલફૂલથી યુક્ત તે વૃક્ષ, આ સિવાય માયાના અન્ય આકર્ષણો જે દૃશ્ય સૃષ્ટિમાં જણાતાં હતાં તે પથિકના આત્માને આલ્હાદક લાગ્યાં. 'ઉપાધિ' માં માયાએ આવાજ સૂચક-શબ્દો આત્માને કહ્યા છેઃ—

નિરખી જો ! મુજસકૂં સુખો ભર્યાં
વધુ વધુ રસને ઉપજાવતાં;

શ્લો૦ ૬, પૂર્વાર્દ્ધ

**ને ઇચ્છયું મ્હેં લુસ......**—માયા આત્માની ફરતે વિંટાય છે, અને તેટલાજ પ્રમાણમાં આત્મા પણ ખેંચાય છે. '**સ્નેહાગ્-જલિ**' માં આનું બીજ છે.

'ખેંચાયાં ત્યાં ઉભય સરખાં–તું વધુ પાસ આવી.'

**જુદાં જુદાં વૃક્ષનાં......**—આ પછી આત્માની અનેક વિષયોમાં પ્રવૃત્તિ થઇ, અને દૃષ્ટિ, સ્પર્શ, શ્રવણાદિથી મળતાં સુખોનો અનુભવ લેવા માંડયો. 'કેવી હોંસે' એ શબ્દોથી આત્માની વિષય-પ્રવૃત્તિ વખતના સુખાનુભવનો ધ્વનિ ઉદિત કરવાનો પ્રયત્ન છે.

"ભૂલ્યું ત્યાં હું પ્રેમ ને ઐકય બન્ને,
"ને ધાર્યું મ્હેં મ્હારૂં વ્યક્તિત્વ ભિન્ન.
"હા, હા! કેવું ગુંચવાયું હું ભેદે,
"ના જાણ્યાથી ઐકય અનન્તતાનું! ૬

---

શ્લોક ૬.

**ભૂલ્યું ત્યાં હું પ્રેમ......**—બ્રહ્મ સાથેનો સર્વ સમ્બન્ધ આત્મા, વિષયોમાં પ્રવૃત્તિમાન થતાં ભૂલી ગયો. માયાનું આ પરિણામ આત્મા જાતે કબૂલ કરે છે. પંખીરુપે 'પ્રેમ' અને બ્રહ્મ સાથે ઐકય.

**ને ધાર્યું મ્હેં......**—અદ્વૈત ભૂલી, અહમ્‌ભાવ તો વૃક્ષ'પર બેઠું ત્યારથી જ આવ્યો હતો; પણ દ્વૈતભાવ માયાના અતિશય સંસર્ગથી દૃઢ થવા માંડયો. દ્વૈતવાદની ઉત્પત્તિ અહિંથી. માયાની તમસ્ પ્રકૃતિમાં અતિ લુપ્ત આત્મા (જેને ભલે જીવ કહો તે) પોતાનું સત્ય સ્વરુપ જાણી શકતો નથી; અને પરિણામે પોતાનું વ્યક્તિત્વ અનન્તબ્રહ્મથી ભિન્ન (માયા મિશ્રિત જીવ) છે એમ માની લે છે.

**ગુંચવાયું હું ભેદે**—દ્વૈતના 'ભેદ'થી અનેક વસ્તુઓ ઉકલવાને બદલે ગુંચવાય છે. બ્રહ્મને અનન્ત શક્તિ માની પોતે ત્હેનાથી કોઈક જૂદું જ તત્વ છે '**पापोहं पापकर्माहं पापात्मा पाप संभवः**' એમ ગણતાં, જીવન અને જગત્ અતિશય વિપરીત લાગે છે.

**ઐકય અનન્તતાનું**—અહિ 'અ'ને ગુરૂ ગણ્યો છે. પિંગલના



અનીશ-દશભેદ, શ્લો. ૫-૭

વંશસ્થ—

"રહ્યું પછી તે નભ હિંવ્યમાં, અને
"હજીય જો! તે જગ ઉડતું ફરે;
"સ્થિતિ ન ત્હેની ક્ષણ એક નિશ્ચલ,
"ન શોધવા સંગ ઠર્યું મ્હને કહિ. ૭

---

નિયમાનુસાર ઉચ્ચાર હોય તોપણ ત્હેને ગુરૂ ગણવામાં બાધ નથી. અનન્તતત્વનું ઐક્ય કિંવા બીજી રીતે લઇએ તો આત્મા ક્ષણિક નહિ પણ અનન્ત છે—એ સઘળું ન જાણવાથી, પરિણામે માનવા પડતા અનેક જન્મો, ક્ષુલ્લકતા, ક્ષણભંગુરપણું (વિચાર કરતાં માલમ પડશે કે) જીવનને ત્રાસરુપ બનાવી દે છે. 'અજ્ઞેય'માં બતાવેલા 'દુઃખવાદ'ના સિદ્ધાંતોને આથી પોષણ મળે છે.

શ્લોક ૭.

હવે પછીના શ્લોક ૭–૮–૯–૧૦ ને બદલે પૂર્હેલાં માત્ર બે જ શ્લોકો હતા તે ક્રૂહાડી નાંખ્યા છે.

ખણ્ડ હરિગીત—

તે ઉડતું રહ્યું આભમાં,
જો! તે હજીય ઉડયા કરે;
ના ખાતું કંઈ, જોતું બધું
સ્વજ્યોતિથી તે ઝળહળે.

જ્યાં જોઉં હું ત્હેના ભણી–

**"ફલો ન ખાતું પણ તૃપ્તિ તેહને,**
**"ફલો ન દીઠાં કદિ હોય એમ કાં ?**
**"તથાપિ જોતું વટ-વૃક્ષ તે ઉડે;**
**"સ્વજ્યોતિથી તે ઝળકે અનેકધા.** ૮

---

હા ! માન અતિ ઉર ઉપને;
હું ધારૂં મન 'શાથી હશે
એ શ્રેષ્ઠ, જો કે એક છે ?'

**નભ દિવ્યમાં**—પાઠાન્તર 'દિવ્ય નભમાં' આનન્દમય કોપને લીધે. **તે**—સંગી.

**જગ ઉડતું ફરે**—'તત્વભ્રમ'ના શ્લોક ૯ ના ભાવમાં,

ત્હેની ગતિ વિશ્વપટે સુણાતી,
—પાંખો પ્રસારી **જગ ઉડતામાં;**

પૂર્વાર્દ્ધ.

**ક્ષણ એક નિશ્ચલ**—સ્થિતિમાં આવ્યું હોય તો માયાથી બાધિત ગણાય, માટે પંખીરૂપે પ્રતિક્ષણ ગતિમાન.

**ન શોધવા સંગ......**—પાઠાન્તરથી વાક્ય સરલ થશે,

ન શોધવા સંગ-**મ્હને** ઠર્યું કદિ.

શ્લોક ૮.

**ફલો ન દીઠાં......**—પૂર્વે જણાવ્યું તેમ ફલોનો ઉપભોગ કર્યા વિના પણ તે તુષ્ટ જણાતું. આથી શંકા થાય છે કે, કદાચિત તેણે આ ફલો જ ન જોયાં હશે; કેમકે એક વખત ફલોનો આસ્વાદ લીધા પછી તૃપ્તિ થતી નથી, છતાં તે તૃપ્ત છે તો—

**" કદિ કદિ દૃષ્ટિ પડેલી માહરી**
**" હશે, તથાપિ સ્મૃતિમાં ન એ બધું !**
**" છતાં મ્હને માન અનન્ત તત્વનું**
**" ઉંડું અતિ, આકૃતિ નિર્ખતાં વધુ.** ૯

---

" ફલો ન દીઠાં..." એવી સંભાવના.

**જોતું વટવૃક્ષ**—અહિં હેતુપૂર્વક ઉપરની શંકાનો નિષેધ છે. 'વક્ષ' તેજ 'વટ' ન હોય ? 'ને' છઠ્ઠીનો પ્રત્યય અધ્યાકૃત છે.

**સ્વજ્યોતિથી તે ઝળકે અનેકધા**—તે ફલોમાં પોષણ શોધવા જતું નથી, પણ ત્હેના પોતામાં જ સર્વસ્વ છે. એટલે જ્યોતિ ( કે જેનું તે બનેલું છે તે ) થી જ તે અનેક રીતે વધુ વધુ ઝલકે છે. પંખીની 'સ્મતિ' તપાસોઃ—

હા, હા! અમે એ પંખીઓ—"
ચિર દિવ્ય બ્રહ્મ, જ્યોતિના

શ્લો૦ ૬. તૃ. પં.

**तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति ॥**

આ શ્લોકમાં '**નિર્ણય**'નું બીજ રોપ્યું છે; તે ધ્યાનમાં રાખવું.

નજર કેવલ નાંખી જોતાં
છેટે રહી ઉડી જતું; નહિ મોહ ઉરે.

શ્લો૦ ૪, ઉત્તરાર્દ્ધ.

**શ્લોક ૯.**

**કદિ કદિ**—સાક્ષાત્કારની અનેક ક્ષણો જીવનમાં આવી જાય છે, એમ કવિ માને છે, પણ

**સ્મૃતિમાં ન એ બધું**—ક્યાં તો એ તરફ ધ્યાન આપવામાં

> "હવે મળી દૃષ્ટિ શું દૃષ્ટિ સાથ, ને
> "થઈ સ્મૃતિ તેજ સ્વતેજથી વધુ.
> "'છતાંય' શંકા મન, 'શ્રેષ્ઠ શાથી એ,
> "'હતાં અને છે સમ, એક, દિવ્ય તો.'" ૧૦

---

આવ્યું ન હતું કે ક્યાં તો વ્યવહારમાં ત્હેનું વિસ્મરણ થતું.

**આકૃતિ નિર્ખતાં વધુ**—'આકૃતિ' શ્લેષ છે. '**નિર્ણય**'માં—

> છે મુક્ત ત્હેની સ્થિતિ કેવી સુમોદદાયી—
> પ્રેમે ઉડે જગત સર્વ્વે નિહાળતું આ!
>
> શ્લો૦ ૬, પૂર્વાર્દ્ધ.

બતાવેલી એવી '**આકૃતિ**'; અને

> જગયન્ત્ર તો મનઃરાજ્ય 'તું'.
>
> **સ્મૃતિ**. શ્લો૦ ૭, પ્ર. પં, ઉત્તરાર્દ્ધ.

આ રીતે '**આ કૃતિ**'.

**શ્લોક ૧૦.**

**થઈ સ્મૃતિ તેજ**—'તેજ' એટલે સતેજ. પાઠાન્તરથી સ્હમજાશે,

> 'સ્મૃતિ સ્વતેજથી વધુ સતેજ થઇ.'

આ 'સ્વતેજ' તે આત્મજ્યોતિ.

**'છતાંય' શંકા મન......**—પથિકને એવી શંકા મનમાં થાય છે કે, 'અમે સમ, એક અને દિવ્ય છે છતાંય તે શ્રેષ્ઠ શાથી?' એટલે સ્થૂલ દૃષ્ટિથી જણાતા આ ભેદમાં હાર્દ શું છે, તે પથિક સ્હમજ્યો નથી. પણ '**નિર્ણય**'માં આ ભેદ જતો રહે છે, અને પથિકાત્મા બોલે છે;—

> ના ભેદ છે અમ સ્વરુપ વિષે કશોયે,
>
> શ્લો૦ ૪, પ્ર. પં.

# ૧૨. નિર્ણય

માલિની—

> **પથિકહૃદય પાછું જ્ઞાનસમ્મોહ પામ્યું,**
> **સ્મૃતિ મહિં કંઈ લાધ્યું, સંશયે સર્વ ખોયું.**
> **વિપરીત દીસતું એ સ્થૂલમાં કેમ માને ?**
> **દૃગથકી ન નિહાળ્યું,—ચિત્ત તોયે ચલિત. ૧**

---

**નિર્ણય**—પથિકહૃદય સ્મૃતિથી અનીશ ઇશની તુલના કરતું આગળ વધી **નિર્ણય** સૂધી આવી પૂહોંચે છે. ત્યાં તો તુલનાને અન્તેજ એક શંકા આવી ઉભીઃ—

> 'છતાંય' શંકા મન, 'શ્રેષ્ઠ' શાથી એ,
> 'હતાં અને છે સમ, એક દિવ્ય તો ?'

શ્લો૦ ૧૦, ઉત્તરાર્દ્ધ.

—આ કલ્પનાને ઉપાડી લઇ '**નિર્ણય**'નો કાણ્ડ ગુંથ્યો છે, જો કે કેટલીક કલીઓ બીજા કાણ્ડમાંની પણ છે. પથિકનો '**નિર્ણય**' સંપૂર્ણ છે કે નહિ તે કવિ કહી શકે એમ નથી; પણ પથિકને તો એ સ્થિતિમાં એવું જણાય છે ખરૂં !

આ નિર્ણય સહજે કરાવ્યો નથી, પણ કેટલાંક યોગ્ય વિવેચન પછી. આ વિવેચનથી મનુષ્ય હૃદયની તત્વજ્ઞાન વિષયની લાગણી દર્શાવવા પ્રયત્ન છે. દ્વૈતની ભાવના કેટલી બધી સચોટ હોય છે તે આથી સ્હમજાશે; અને તે સાથે આત્મપ્રતિભાનું ગૌરવ, ત્હેનું ધ્વનન, અને જગત્ ઉપર ત્હેનો પ્રકાશ, એ સર્વે પણ ધ્યાનમાં આવશે.

પથિક હૃદય પાસે ઉદ્‌ગારરૂપે નિર્ણય કરાવતાં પૂહેલાં ત્રણ શ્લોકો મૂકયા તે અતિ હેતુપૂર્વ્વક મૂકયા છે.

શ્લોક ૧.

**જ્ઞાનસમ્મોહ**—પૂર્વ્વે પણ પથિક હૃદય તત્વજ્ઞાન વિષયે સંશય થતાં ગુંચવાયું હતું. આ વખતે પણ સ્મૃતિના પ્રવાહમાં, બુદ્ધિથી શંકા થઇ, અંતરાય પડયો; આવી શંકાનું યથાર્થ નિરાકરણ પથિકથી તાત્કાલિક થયું નહિ કેમકે,

> દૃઢ નવ હજી ત્હેની બુદ્ધિ એકાગ્ર જ્ઞાને;
> પ્રથમ મનન ત્હેનું કયાં થકી સર્વ્વ જાણે ?
>
> શ્લો૦ ૩, પૂર્વાર્દ્ધ.

આ સિવાય ‘ જ્ઞાનસમ્મોહ ’ પામવાનું બીજું કારણ પણ આ ૭૮ કાણ્ડમાં બતાવ્યું છે.

> ભ્રમ વધુ વધુ થાયે દ્વૈતના ભાવ–દૃશ્યે,
> પછી કયમ નહિ પન્થી **જ્ઞાનસમ્મોહ** પામે ?
>
> શ્લો૦ ૨, ઉત્તરાર્દ્ધ.

**સ્મૃતિમહિં કંઇ લાધ્યું**—પથિકનો ‘તત્વભ્રમ’ પછી,
‘ મોહ નષ્ટ થયો; મળી સ્મૃતિ વળી ’

ગીતાવાકય

—સ્મૃતિથી આત્મતત્વનું જ્ઞાન થયું એટલામાં તો ‘પથિક હૃદય પાછું જ્ઞાનસમ્મોહ પામ્યું.’ આના પરિણામમાં

**સંશયે સર્વ્વ ખોયું**—ઉપરના ક્રમથી ઉલટું બન્યું.

संमोहात्स्मृतिविभ्रमः।

**વિપરીત દીસતું એ......**—અખિલ બ્રહ્માંડના સ્થિતિરૂપ

નહિ નહિ જગ સ્હેલું જ્ઞાનથી જાણવાનું,
વધુ પણ વળી તેથી ઐક્ય–અદ્વૈત સિદ્ધિ,
ભ્રમ વધુ વધુ થાયે દ્વૈતના ભાવ–દૃશ્યે,
પછી કયમ નહિ પન્થી જ્ઞાનસમ્મોહ પામે ? ૨

---

કારણ બ્રહ્મ અને સ્વદેહનો જ ચાલક આત્મા, એ ઉભય એક હોય એમ કલ્પનાનું તાદૃશ્ય જોતાં તો પથિકને સ્હમજાય છે; પણ દ્વૈતના પોષણરુપ દૃશ્ય–સ્થૂલ જગતમાં તો એ બધું 'દૃગથકી ન નિહાળ્યું' એટલે શંકા જ !

**દૃગથકી ન નિહાળ્યું**—અદ્વૈતની શંકાના કારણો:—

(૧) બ્રહ્મ અને આત્માને એક થતો કિંવા એક છે એવી તુલનાની સ્થિતિમાં સ્થૂલ રીતે આવેલો, પોતાની ચર્મચક્ષુથી ન જોવું.

(૨) બ્રહ્મથી પૂર્ણ સૃષ્ટિ, બ્રહ્મની અનન્તશક્તિ સ્થૂલમાં બતાવી શકે છે પણ સ્વતત્વથી ઉત્પન્ન થતી સ્થૂલ સૃષ્ટિ હજી જોવામાં આવી નથી.

**ચિત્ત તોયે ચલિત**—પથિકના 'જ્ઞાનસમ્મોહના' ચાર મુખ્ય કારણોમાં–(૧) સંશય, (૨) દૃશ્યમાં અદ્વૈતથી વિપરીત, (૩) દૃગથકી ન જોવું, અને (૪) ચિત્ત ચલિત.

ચિત્તની ચલિત સ્થિતિ માપી શકાય એવી નથી; તેમજ ત્હેની ગતિ પણ અસાધારણ છે.

How fleet is a glance of the mind !
Compared with the speed of its flight,
The tempest itself lags behind,

And the swift-wingèd arrows of light.

*Cowper*

અને ચિત્તની આવી ચલિત સ્થિતિમાં, જ્ઞાનની એકાગ્રતા અસમ્ભવિત છે; આથી પરિણામે

एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थिति स्थिराम् ।

શ્લોક ૨.

**નહિ નહિ જગ... ...**—જગત્ જેવું દેખાય છે તેવું જ જો એને ગણી લેવામાં આવે, અને એ ઉપર જડવાદની માફક કેવલ સ્થૂલદૃષ્ટિ જ નાંખવામાં આવે, તો તો એને સ્હમજવું કઠિન નથી. પણ જગતની ગૂઢતાનો આમ અન્ત ન લાવતાં તે ઉપર તત્વજ્ઞાનની દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે તો અવશ્ય સ્હમજાશે કે જગત્ જેટલું સ્હેલું જણાય છે તેટલું તે નથી.

**વધુ પણ વળી તેથી... ...**—કદાચિત્ જગતનું પૃથક્કરણ દ્વૈતવાદાનુસાર સરલ થતું જણાય, પણ અદ્વૈતનું જ્ઞાન 'એથીયે વધુ કઠિન છે.' આ વાક્યમાં દ્વૈતના બે પક્ષનો વિશાલતાથી સમાસ કરવો:-

સૃષ્ટિસમ્બન્ધી.

(૧) જડ અને ચૈતન્યનું અનેકરુપે મિશ્રણ.

(૨) જગતના દ્રવ્યોમાં ઉભયનું સંલગ્ન.

(૩) દેહ—જડ, જીવ—ચૈતન્ય માયામિશ્રિત.

(૪) શુદ્ધતત્વ અને શક્તિરુપે માયા.

તત્વપરત્વે.

(૧) જીવ—માયાથી વિંટાયલું તત્વ;અને

(૨) શુદ્ધરુપે સર્વ્વ શક્તિમાન ઈશ્વર. જીવ પરિમિત: ઇશ્વર અનન્ત.

(૩) જીવ અંશરુપ નહિ પણ ઉત્પત્તિ: વિભિન્ન.

> દૃઢ નવ હજી ત્હેની બુદ્ધિ એકાગ્રજ્ઞાને;
> પ્રથમ મનન ત્હેનું ક્યાં થકી સર્વ્વ જાણે ?
> ફરી ફરી નિરખે તે ચિત્તમાં દ્વૈતરૂપો;
> વળી કંઇ સ્મૃતિ જાગે, ને વહે પન્થી ધીમે;— ૩

---

**દ્વૈતના ભાવ–દૃશ્યે—**'દૃશ્યે' દૃશ્ય જગતમાં. સ્થૂલ જગતનેજ જો કેવલ દૃષ્ટિ આગળ રાખીએ તો દ્વૈતવાદની સિદ્ધિ સહજે થાય છે એટલે દ્વૈતના પોષણરુપ દૃશ્ય જગત્ અદ્વૈતમાં મહાશંકાનું કારણ છે.

**પછી કયમ નહિ... ...**—આવી સ્થિતિમાં મૂકાયેલો પથિક, જન્મથી કંઈ એવો વિલક્ષણ–બુદ્ધિશાળી નથી કે, જગતની આવી ગૂઢતા, દ્વૈતના કોઈ પણ પ્રકારના ખંડનવિના, આપોઆપ જોઇ શકે ?

**શ્લોક ૩.**

**દૃઢ નવ હજી ત્હેની... ...**—પથિકને દૈવી પાત્ર કલ્પ્યું નથી, પણ સાધારણ માનવ–બુદ્ધિયુક્ત.

> એવા એવા **લસિત હૃદયે તર્કવિતર્ક કરતે**
> થમ્ભ્યો ત્યાં તે પથિક નભને દૃષ્ટિથી માંડી જોતો.
>
> કા૦ ૨, શ્લો૦ ૧.

અને આવી સ્થિતિના પથિકમાટે

> **असंशयं मनो दुर्निग्रहं चलम् ।**

**પ્રથમ મનન—**'પ્રથમધ્વનિ' હોવાને લીધે.

**સર્વ્વ જાણે ?**—પથિકનો 'નિર્ણય' અપૂર્ણ છે; અને તે જાણે છે તે કરતાં કંઇક વિશેષ જાણવાનું છે એવો ધ્વનિ.

વસન્તતિલકા—

> " ના ભેદ છે અમ સ્વરુપવિષે કશોયે,
> " હું જોઉં છું સઉ સમાન, છતાં ઉંચે તે
> " છે ઉડતું, નજર કેવલ નાંખી જોતાં
> " છેટે રહી ઉડી જતું; નહિ મોહ ઉરે. ૪

---

**ચિત્તમાં દ્વૈતરુપો**—'તત્વભ્રમ'ના શ્લોક ૯ થી પથિકના ચિત્તમાં અનીશ ઇશની કલ્પના ઉત્પન્ન થઇ છે. 'સ્મૃતિ'માં આ કલ્પનાને એક વખત તપાસી છેઃ—

> વળી વળી નિરખે તે ચિત્તની કલ્પનાને
>
> શ્લો૦ ૧, તૃ. પં.

આ કલ્પના-ચિત્ર 'તુર્યાવસ્થા'માં નાશ પામે છેઃ—

> તે પન્થીના અન્તરમાં હતું જે—
> સુચિત્ર ત્યાં ઇશ અનીશ એનું,
> તે નાશ પામ્યું ઝટ કલ્પનાથી,
> ઉંડે વધુ નિજ સ્વરુપ જાતાં.
>
> શ્લો૦ ૨.

**સ્મૃતિ જાગે**—ચિત્રને જોતાં પૂર્વવત.

**વંદ પન્થી ધીમે**—ચિત્રની તુલનામાં ગુંથાયેલો એટલે ઉદ્દ્ગારપ્રતિ લક્ષ્ય નથી તેથી 'ધીમે' કદાચિત્ એમ પણ હોય કે, પથિકને પોતાના ઉદ્દ્ગારમાં સંપૂર્ણત્વની ન્યૂનતા જણાતી હોય, એટલે 'હૃદય-દીપ'ની સાક્ષી ન મળતાં ઉદ્દ્ગારો ધીમા પડે. અગર તો એમ પણ બને કે, પથિક તત્વજ્ઞાનની ભૂમિકાઓ આગળ વધતો જાય છે એટલે ત્યાંથી આવતાં સ્વરો ધીમા થઇ જાય.

" હા, એજ ભેદ અમ! હું સઉ ભોગવું છું
" ને એથીયે હજી વધુ–ઉર મોહ ધારૂં;
" એ મોહ જોડે! સ્થૂલવિષે મન એંચી રાખે,
" ને ના કદિ છુટું થઇ ઉંચું ઉડવા દે. ૫

---

શ્લોક ૪.

**ના ભેદ છે અમ... ...**—પથિકહૃદય પંખીરુપે તુલના કરતાં નિર્ણય કરે છે. (**અ**) પંખી તો તે પણ છે અને હું પણ છું, ઇત્યાદિ. અર્થાત્ બ્રહ્મ કોઈ તત્વ છે અને હું પણ તેવું જ તત્વ છું. ઉભય જ્યોતિની જ ઉત્પત્તિ હોવાથી અંશરુપે ગુણોમાં સર્વરીતે સમાન.

**છતાં ઉંચે તે છે ઉડતું... ...**—આથી બીજો તો કોઇ પ્રકારનો ભેદ નથી. પણ સ્થૂલ રીતે આટલો ભેદ છે કે, હું અહિં વૃક્ષ'પર બેઠું છું અને તે ઉંચે ઉડે છે. અને તે પણ 'કેવલ નજર નાંખી છેટે રહી ઉડી જતું.'

**નહિ મોહ ઉરે**—વૃક્ષનો સંસર્ગદોષ મ્હને લાગ્યો છે; અને ત્હેને નથી લાગ્યો. પરિણામે મ્હને મોહ છે; અને તે કેવલ દૃષ્ટિ નાંખી, દૂર દૂરથી, કોઈ પણ પ્રકારના મોહ વગર, ઉડી જાય છે. આમાં બ્રહ્મનું સ્વગત પરિવર્તન, અને આત્માનું વિશેષ સ્થૂલ–ધ્વનિત્ છે.

જૂદાં જૂદાં વૃક્ષનાં તે ફલોને
લાગ્યુ ત્યાં હુ ચુસવા કેવી હોંસે ?

કા૦ ૧૧, શ્લો૦ ૫, ઉત્તરાર્દ્ધ.

એ આત્માનું 'ચુસવા' પણું સ્થૂલ, અને
તથાપિ જોતું વટ-વૃક્ષ તે ઉડે:
કા૦ ૧૧, શ્લો૦ ૮, તૃ. પં.

તે જ રુપમાં પથિકના પૂર્વે ઉદ્ગાર
છતાં ઉચ્ચે તે
છે ઉડતું, નજર કેવલ નાંખી જોતાં
છેટે રહી ઉડી જતું;
શ્લો૦ ૪.

—એમાં 'જોવા' પણાની ભાવના સ્થૂલ સૂધી આવતી સૂક્ષ્મ.

શ્લોક ૫.

**હા, એજ ભેદ અમ...**—એટલે ઉભયમાં જો ભેદ હોય તો તે આ-'જોવા'પણાનો અને 'ચુસવા'પણાનો અર્થાત્

**હું સઉ ભોગવું છું......**—હું જેગતના વિષયોનો ઉપભોગ કરૂં છું; અને કદાચિત્ એટલો ઉપભોગ જ કરતો હોય તો તો ઠીક! પણ 'એથીયે વધુ એમાં મોહ ધરૂં છું.' અહિં ધ્યાનમાં રાખવું કે, ઉપભોગ કર્યે છતે **આત્મા બ્રહ્મરુપ**-નિર્લિપ્ત **ગણાય,** જો ત્હેને **મોહ ન હોય તો.**

અંજની ગીત—

ડુબી તોય નહિ ભીંજલી આ
દેહ અદશ્ય રસ—સાગરમાં,
જ્યાં ઉર્મિ ખપ્રતિ ઉછળતાં
વેરે વારિને. ૧

ઉર્મિશિખ ચ્હડી પડતાંયે

લેશ ન લેપન અડ્યું જણાયે,
વિંટાતું વારિથી તોયે
જૂદું જો ! લાગે. ૨

જો નિધિનીરમાં ભેળાતું,
રસવમને સુરસ ઉર પાતું,
પીતું તોયે—
તૃપ્ત ન જો, જો ! એ ઉર છે કેવું ? ૩

ઉર વિશાલ ધરન્તુ દેહૂ—એ
સૌ વીચિજલમાં ફરતું રૂહેઃ
**ફરતું ને જોતું**—
હા, હા ! ના ભેદ ધરે રુપે ! ૪

**(દ્વિતીયધ્વનિ, મત્સ્ય )**

**સ્થૂલ વિષે મન ખેંચી રાખે**—વિષયોના ઉપભોગથી આત્મા દોષિત નથી, પણ મોહથી દોષિત છે. જો ઉપભોગથી દોષિત છે એમ હોય તો મનુષ્યની વિષયોમાં પ્રવૃતિ કંઇ ચિરકાલ નથી, અને ચિરકાલ માનીયે તોપણ તે એકમાં જ નહિ. ત્યારે આ પછીના નિવૃત્તિના સમયમાં એ કોણ આત્માને સ્થૂલમાં ખેંચી રાખે છે ? એ વિષયોનો મોહ !

" અલૌકિક છે તેઓની લીલા ! અને ધન્ય છે તેઓના અલિપ્ત અમર જીવનને ! કે જેમાં સદા ત્યાગનો ધ્વનિ, પ્રેમની ચાવીને સ્પર્શી

ફરી સંગીતનું સ્વરુપ ધરે છે.

*　　　*　　　*　　　*

વિષયો રમતને ખાતર બનાવેલા છે; તેથી બ્હીને ન્હાસવું એ હીચકારાનું કામ છે. માત્ર એટલું જ ધ્યાનમાં રાખવું જોઇએ કે, પાણી ભરવા જતામાં આપણે સરોવરમાં ડુબી ન જઇએ.......ભૂલાવે છે સર્વે, એ ત્યાગી કિન્ચિત્ વિસ્મૃતિ!"

( આદર્શજીવનઃ ત્યાગ )

**ના કદિ છુટ્ટું થઈ...'...**—આત્મા, અને દેહાદિકના ત્હેના સ્થૂલ સમ્બન્ધમાં **મોહ**–વિષયોની લાલસા (ત્હેમાં પ્રવૃતિ હો કે ન હો તોપણ ) એ જ સન્ધાનરુપ છે. નહિ તો સૂક્ષ્મતર એવા આત્માની સ્થૂલ એવા વિષયોમાં પ્રવૃતિ આપોઆપ અશક્ય. મોહ એ મનની વિતર્કસ્થિતિનો પરિણામનો જો નાશ થાય તો દેહાદિથી બાધિત આત્માનું ઉડ્ડયન તે સ્થિતિમાંયે સંભવિત છે.

શ્લોક ૬.

છે **મુક્ત ત્હેની સ્થિતિ**—ઉપાધિ ન હોવાથી મુક્ત.

અંજની ગીત—

જો! ઉડે આભે આનન્દે,
વણ ભીતિ, પરની પરવાને
ત્યાગી, રાચી, મ્હાલી સુખે,
પંખીડું કેવું?

( આદર્શજીવનઃ સ્વતંત્રતા )

—આવી સ્થિતિનું પંખી હૃદયને 'સુમોદદાયી' લાગે એમાં શી નવાઈ?

"છે મુક્ત ત્હેની સ્થિતિ કેવી સુમોદદાયી—
"પ્રેમે ઉડે જગત સર્વ્વ નિહાળતું આ!
"જો! હું મૂકું સઉ કહિ બની સાક્ષી એનો,
"ના શું બને મમ સ્થિતિ ફરી એહ જેવી?" ૬

---

**પ્રેમે ઉડે જગત......**—અને કેવલ મુક્ત જ નહિ પણ સ્વચ્છન્દે ઉડતું, તે પણ કેવી સ્થિતિમાં? જગત્'પર પ્રેમની દૃષ્ટિ નાંખતું, બધી ક્રિયાઓ સાક્ષીરુપે જોતું–હા, હા! તે કેવી સ્થિતિ? માન અને મુમુક્ષુતાના ઉભય સંસ્કારેમિશ્રિત કે જે 'નિર્ણય' માટે આવશ્યક છે.

**બની સાક્ષી એનો**—જગતના પાત્ર તરિકે હું વર્તું છું એટલે એને સાક્ષીરુપે જોવાનો આનન્દ હું ગુમાવું છું (કે જે આનન્દનો લાભ તે ઉડતું પંખી લે છે). આથી ત્હેના જેવી જ આનન્દદાયી સ્થિતિમાં આવવાને માટે 'અહમ્'પણાનો પાત્રભાવ હું મૂકી દઉં, અને એ સર્વ્વનો સાક્ષી બની જાઉં તો

**ના શું બને મમ......**—મ્હારી સ્થિતિ શું એના જેવી જ પૂર્વ્વવત્ ન બને? કેમકે ગત્ કાણ્ડમાં સૂચિત વક્ષ'પર બેસવા પૂર્વ્વે (શ્લોક ૨)—

અમે બે પંખીઓ

. . . . .

ઉડતાં રહી સાથે સદા,
આનન્દના આકાશમાં.

કા૦ ૧૦, શ્લો૦ ૬, ઉત્તરાર્દ્ધ.

# ૧૩. તુર્યાવસ્થા

ઉપજાતિ—

**ધીમી પડી એ સ્વરકેરી ધારા,**
**ન તોય તે ચિત્ત સમાધિ ખોવું:**
**વ્યાપી રહી અન્તર દિવ્યતાની**
**મૂર્તિ મધુરી કંઇ સુખ હેતી. ૧**

---

**તુર્યાવસ્થા**—પથિકહૃદય ધીમે ધીમે ભૂમિકાઓ, આગળ વધે છે, એ કહેવાની જરૂર નથી. '**યોગી**'ના તંબુરાના સ્વરો સ્થૂલ રીતે સંભળાયા, ત્યાંથી પથિકનું મનોમય આત્મગુંજન શરૂ થયું. '**સ્મૃતિ**'થી પથિક ઉંડે જાય છે, અને '**નિર્ણય**' આગળ તો પન્થીના સ્વરો ઘણા જ ધીમા પડી ગયા છતાં તે હજી સંભળાતા હતા ખરા. પથિક સંપૂર્ણ 'નિર્ણય' કરી શક્યો કે નહિ તે આપણે જાણી શક્યા નથી; કેમકે પથિકના નિર્ણયસૂચિત સ્વરો

જો ! હું મૂકું સઉ કદિ બની સાક્ષી એનો,
ના શું બને મમ સ્થિતિ ફરી એહ જેવી ?

શ્લો૦ ૬, ઉત્તરાર્દ્ધ.

—કંઇક મુમુક્ષુતાપ્રતિ વળે છે ત્યાં તો '**તુર્યાવસ્થા**'માં

ધીમી પડી એ સ્વર કેરી ધારા,

શ્લો૦ ૧, પ્ર. પં.

અને પરિણામે અત્યાર સુધી સંભળાતા સ્વરો શ્રવણશક્તિથી સૂક્ષ્મ થયા. આથી કહી શકાય નહિ કે પથિકનો 'નિર્ણય' અહિંથી જ

અટક્યો કે કેમ ?

સંકલના અતિશય કુદરતી હોવાથી કાવ્યૌઘ કવિના હેતુ પ્રમાણે જ સરલ વહ્યો છે. પથિકના તત્વજ્ઞાન સાથે ત્હેની દેહાદિક સૂક્ષ્મ સ્થિતિઓ પણ ધીમે ધીમે બદલાતી ગઇ એ ધ્યાનમાં રાખવું. એટલે 'નિર્ણય' પછીની 'તુર્યાવસ્થા' જેટલી કાવ્યમાં સ્વાભાવિક લાગે છે તેટલી બલકે તેથી પણ વિશેષ પથિકના પોતાના આન્તર પરિવર્તનમાં જણાશે.

**'પ્રથમધ્વનિ'**માં તત્વજ્ઞાનનો વિષય કવિએ હેતુપૂર્વક **'નિર્ણય'** ના શ્લોક ૬ થી બન્ધ પાડયો છે. 'નિર્ણય' પૂર્ણ છે કે અપૂર્ણ, તે માટે સૂચના થઈ ગઈ છે. વિષયને કઠિન ન બનાવવાના હેતુથી આ માર્ગ સ્વીકારવો પડે તો તે અયુક્ત ન ગણાશે. '**પ્રથમધ્વનિ**' માટે '**ઉદ્‌ઘાટન**' અહિં જ બન્ધ થાય છે.

સોપાન એકે ચ્હડી
જૂવે તે નિજ રુપ ઉચ્ચ ગતિએ,
બીજા પ્રતિ ઉડતાં
પાસે લક્ષ્ય વધુ વધુ ત્યમ થતાં,
ચિન્તે પછી સમ્ભ્રમે.

શ્લો૦ ૩, ઉત્તરાર્દ્ધ.

હવે પછીના કાણ્ડો ગૌણ છે; તોપણ પથિકના આન્તર પરિવર્તન ઉપર એથી બહુ જ સારો પ્રકાશ પડયો છે. આ સ્થિતિઓ–ભૂમિકાઓ જેમણે અનુભવી છે ત્હેમને હવે પછીના કાણ્ડ અતિશય ઉપયોગી, સૂચક અને સરલ જણાશે. આ સિવાયના વાચકવર્ગ માટે કવિ કશું કહી શકે એમ નથી.

યોગની શાખામાં તત્વજ્ઞાનના વિષય જેટલો જ સમાધિનો વિષય ઉપયોગી ગણવામાં આવ્યો છે. ત્યારે આવા વિષયને સ્પર્શ કર્યા વગર, (કે જે અતિશય સ્વાભાવિક અને સંકલિત છે) ત્હેનો સંપૂર્ણ નહિ તો ઝાંખો અનુભવ-ઉલ્લેખ કર્યા વિના, ક્રમ ચૂકી, આગળ વધવું, વસ્તુને અસમ્બન્ધ કરવા જેવું થાય છે.

શ્લોક ૧.

**ધીમી પડી**—આથી પથિકના સ્વરો બન્ધ પડયા એમ નથી, પણ તે ઉત્તરોત્તર ધીમા પડયા. એટલે અહિંથી સંભળાતા બન્ધ થયા. કદાચ આગળ તે તુટક તુટક-ઝાંખાં સંભળાય પણ ખરા !

**સ્વરકેરી ધારા—'વિવેક', 'સંશોધન', 'તત્વભ્રમ', સ્મૃતિ'** આદિ કાણ્ડોનું વહન કોઈ પણ પ્રકારના વિક્ષેપ વગર સતત વ્હતું તેથી 'ધારા'.

**ન તોય તે ચિત્ત......**—આત્મગુઞ્જનના સ્વરો ધીમા પડયા, લગભગ શ્રવણશક્તિથી પાર ગયા પણ તેથી પથિકની સમાધિયુક્ત સ્થિતિમાં સ્ખલન થયું નહિ. ખેચરીમુદ્રાથી સમાધિમાં **નાદ**-પ્રતિ મનની શક્તિઓ વળે છે, અને ધીમે ધીમે નાદની સાથે એકાગ્રતા થતાં તે સમાધિનું કેન્દ્ર થાય છે. આ પથિકનો સ્વરયોગ. આ માટે કાણ્ડ ૩ નો ક્ષેપક શ્લોક ટીકામાં જોવો.

**દિવ્યતાની મૂર્તિ મધુરી**—નાદ લય પામ્યો પણ તે સાથે પથિકની એકાગ્રસ્થિતિ નાશ પામી નહિ; પણ તે નાદ-કેન્દ્રની જગ્યાએ 'દિવ્યતાની મધુરી મૂર્તિ' કેન્દ્રરૂપ બની. પથિકને અભ્યાસી કલ્પ્યો છે તોપણ સુસંસ્કૃત ગણી લેતાં, ત્વરાથી આગળ વધે છે.

તે પન્થીના અન્તરમાં હતું જે—
સુચિત્ર ત્યાં ઈશ અનીશ બેનું,
તે નાશ પામ્યું ઝટ કલ્પનાથી,
ઉંડે વધુ નિજ સ્વરુપ જાતાં. ૩

---

શ્લોક ૨.

**સુચિત્ર**—પ્રાણુવિનિમયની બીજી ભૂમિકામાં સ્વકલ્પનાથી ઇચ્છિત ચિત્ર ઉત્પન્ન કરવાની શક્તિ પથિકમાં તેમજ અન્ય સર્વમાં છે. 'તત્વ-ભ્રમ'થી 'સંશોધન' કરતું પથિકહૃદય ન્યાય ગુંથે છે—

ના નાવ 'હું', ફૂંક 'હું' છું, પણ ફુંક ક્યાંથી ?
એ ફુંકતું જગ ઉડે કદિ એજ 'હું' ના !

શ્લો૦ ૮, પૂર્વાર્દ્ધ.

અને પરિણામે સ્વકલ્પનામાં ચિત્ર જૂવે છે—

ત્હેની ગતિ વિશ્વપટે સુણાતી,
–પાંખો પ્રસારી જગ ઉડતામાં;

શ્લો૦ ૯, પૂર્વાર્દ્ધ.

**ઉંડે વધુ નિજ સ્વરુપ જાતાં**—આ રીતે 'સ્વરયોગશ્રેણીપથ ઉતરીને' પથિકને પ્રથમ સાકાર–ચિત્ર દૃષ્ટિ આગળ આપી, સમાધિની ભૂમિકામાં લીધો છે. આ ચિત્ર અત્યાર સૂધી દૃષ્ટિમાં હતું તે હવે નાશ પામે છે; અને 'નિજ સ્વરુપ વધુ ઉડે જતાં' નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે.

તત્વજ્ઞાનના વિષયનું આ સાથે ગુંથન એટલું બધું રમ્ય છે કે ખાલી શબ્દોથી જ તે સ્હમજી શકાશે કે કેમ એ એક શંકાજ છે !

ન બોલવા ઉર થયું કશુંયે
ન કલ્પના સંગીતની ભૂલાઇ;
ફરી ફરી યાદ કરીને તે તે
થતું હતું ચિત્ત સમાધિ લીન. ૩

---

## શ્લોક ૩.

**ન બોલવા ઉર......**—પથિકને 'નિર્ણય'માં હજી કંઇ બોલવું હતું અને બોલવાનું બાકી પણ હતું; તે સાથે સમાધિની પોતાની સ્થિતિ વર્ણવવા ત્હેની ઇચ્છા હોય એમ જણાય છે પણ બોલવાનો પ્રયત્ન દબાઈ ગયો. અહિં સ્વરો ધીમા પડતા પડતા લય પામ્યા એ સૂચિત છે.

'જ્યાં નાદ પ્રાણ શમી જતા'

यतोवाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।

**કલ્પના સંગીતની**—એક રીતે 'સંગિતધ્વનિ'ની તત્વજ્ઞાન વિષયે કલ્પનાઓ–વિચારો. બીજી રીતે પથિકહૃદયના વિચારોનું વહન. સમાધિયુક્ત સ્થિતિમાં કંઇ જ્ઞાન પણ નાશ પામતું નથી, એમ ધ્વનિ છે.

**ફરી ફરી યાદ......**—હું પણ બ્રહ્મરુપ જ છું, અને ત્હેની પૂરવાર માટે તુલના, એ પથિકાત્માનું વલણ 'ચિત્તનાં સમાધિલીન' સ્થિતિમાં પરિણામી જાય છે.

# ૧૪. દિવ્યતત્વ

ઉપેન્દ્રવજ્રા—

> **જ્યોતિર્મયી કો' સ્વરકલ્પના ત્યાં**
> **આવી ઉભી, નિજ ગતિથી પાછી,**
> **ને સ્હાગી ર્‌હી, હાસ્ય કરી મધુરૂં,**
> **બોલી ધીમે, પન્થી પ્રતિ રતિથી;—** ૧

---

**દિવ્ય તત્વ**—આ 'દિવ્યતત્વ' તે દૈવી સંપત્તિયુક્ત આત્માનું ઓજસ્. 'જ્યોતિર્મયી' હોવાથી એને પથિકથી સમાધિમય ભૂમિકામાં લીધું છે. તેમ છતાં ત્હેમાંથી સ્વરો વહતા જણાય છે માટે ત્હેને 'સ્વરકલ્પના' પણ કહી છે. શ્લોક ૨ માં 'આ સ્વરકલ્પના' પાસે કવિને કૂહેવાના શબ્દો બોલાવ્યા છે, અને વાચ્યાર્થમાં તે યોગની અગત્યની સૂચનાઓ છે.

<u>શ્લોક ૧.</u>

**જ્યોતિર્મયી**—યોગની ભૂમિકામાં આગળ વધેલા પથિકને સર્વ્વ જ્યોતિર્મય જ જણાય છે. તેમ છતાં નાદની જગ્યા આ 'દિવ્યતત્વે' લીધી છે જેને 'દિવ્યતાની મૂર્તિ' કલ્પી છે—

> વ્યાપી રહી અન્તર **દિવ્યતાની**
> **મૂર્તિ મધુરી** કંઈ સુખ દેતી.
>
> કા૦ ૧૩, શ્લો૦ ૧, ઉત્તરાર્દ્ધ.

—અને ત્હેના પરિણામે પથિક સ્વકલ્પનામાં જ ગુંથાયો છે.

**સ્વરકલ્પના**—સ્પષ્ટ સ્વરો નહિ પણ સ્વરની કલ્પના કેમકે પૂર્વે પથિક હૃદયના સ્વરોનો નિષેધ કર્યો છે—

ન બોલવા ઉર થયું કશુંયે

શ્લો૦ ૩. પ્ર. પં.

—એટલે આ સ્થિતિમાં પથિક પાસે સ્પષ્ટ ઉદ્ગારો કૂહડાવવા એ બે રીતે દોષયુક્ત,

(૧) **ધીમી પડી** એ સ્વરકેરી ધારા,

શ્લો૦ ૧. પ્ર. પં.

આથી તે સ્વરો નિકળતા હોય તોપણ તે સાંભળી શકાતા નથી; અને સાંભળવાનો પ્રયત્ન એ ભૂમિકાનું ઉલ્લંઘન.

(૨) પથિકને આ સ્થિતિમાં વાણી જ નથી.

પરિણામે કવિ નીચેના શ્લોક ૨–૩–૪ ' સ્વર **કલ્પના** ' પાસે બોલાવે છે. આ ' સ્વરકલ્પના ' ત્યાં આવવાનું કારણ—

**નિજ ગતિ**—પથિકે ઘણા વખતથી સ્વરો સાંભળ્યા હતા એટલે સ્વરની છાયા–કલ્પના ત્હેને સ્વરો ન હોવા છતાં આપોઆપ થઈ આવી. આ કલ્પના એટલી બધી સૂક્ષ્મ છે કે ત્હેને સમાધિની કઇ સ્થિતિમાં ગણવી એ એક ગુંચવણ !

**ને સ્હામી રહી**—પથિકના પોતાના હૃદયોદ્ગાર નથી એટલે ભિન્ન માનતાં.

**હાસ્ય કરી મધુરું**—' કલ્પના 'માં સજીવ ધર્મારોપણ. પથિકે અત્યારસૂધી ' **સંગીત** ' નો ' **પ્રથમધ્વનિ** ' ધ્યાન દઇ સાંભળ્યો તેથી પ્રસન્ન થઈ.

**બોલી ધીમે**—' ધ્વનિ 'ના પ્રતિધ્વનિરૂપ આછા જ.

"સંગીત સુરે નહિ વ્યર્થ ત્હેમાં,
"રૂહી સત્યની દિવ્ય ઉંડી ગુહા છે;
"ઉંડે જતાં, આત્મસુજ્યોતિ ધારી,
"સ્વરૂયોગશ્રેણીપથ ઉતરીને— ૨

---

**પન્થીપ્રતિ રતિથી**—અહિં પન્થી તે અત્યાર સુધીનો વાર્તાનો નાયક, અને હવે પન્થીમાં 'વાચક' પોતે પણ.

શ્લોક ૨.

**સંગીત સુરે નહિ વ્યર્થ**—વાચ્યાર્થમાં:-પથિકનું અત્યાર સુધીનું સંગીતરુપે આન્તર આત્મગુઞ્જન, એ પથિકને પોતાને માટે વ્યર્થ નથી. એટલે '**સુરે**'માં કેવલ સાંભળવાપણાનો જ ભાવ નહિ. ધ્વનિતાર્થમાં–વાચકનું અત્યારસુધીનું '**સંગીતધ્વનિ**'નું શ્રવણ એ કેવલ એક કાવ્યરુપે જ વાંચન હોવું જોઇએ એમ નહિ. એટલે કાવ્ય તરિકે હાલ એને વાંચ્યું અને થોડા વખત પછી પાછા હતા તેવા; એટલે એ 'સુરે' વ્યર્થ. જો એમ હોય તો કાવ્ય લખવામાં કવિનો કેવલ એટલો જ હેતુ નથી, પણ તત્વજ્ઞાનસાથે વાચકને અનુભવમાં ખેંચવો, એ અન્ય પણ બાકી. '**સ્નેહ**ાઞ્જલિ'માં કવિએ પોતાનો અનુભવ આપ્યો છે,

તેવે જો કો' સૂચન કરતું
અન્તરે, ગીતમિષે,
ને મ્હેં સુણ્યું સઉ ધીરજથી—
શ્લો૦ ૪.

અને આ ધ્વનિથી પોતાના જીવનમાં જે પરિવર્તન થયું તે લીટીથી —અધ્યાહૃત રાખ્યું છે. વાચકના પોતાનામાં પણ જો આવા કોઈ પણ

પ્રકારનું પરિવર્તન, 'સંગીતધ્વનિ'ના વાંચન અગર શ્રવણથી થાય તો કવિ પોતાને કૃતકૃત્ય માનશે. બાકી કેવલ **'ધીરજથી'** વાંચવું અગર સાંભળવું એમાં જ કવિનો આન્તર ઉદ્દેશ સમાપ્ત થતો નથી.

**ત્હેમાં રહી સત્યની......**—'સંગીત:'ના સુરો બધા જ સત્ય છે એમ કદાચ ન માનો, પણ એટલું તો ખરૂં જ કે ત્હેમાં 'સત્યની દિવ્ય ઉંડી ગુહા રહી છે.'

**ઉંડે જતાં**—એટલે આ સ્વરો જેમ તત્વજ્ઞાનમાં ક્રમસ: ઉંડે જતા જાય છે તેમ અનુભવમાં પણ જો

**આત્મસુજ્યોતિ ધારી**—સ્વતત્વ કે જે પ્રકાશમય છે (સૂક્ષ્મથી આગળની ભૂમિકામાં સ્હમજાશે) ત્હેને દીપકરુપે હાથમાં ધરી ગુહામાં 'ઉંડે જતાં' અન્ધકાર સ્વાભાવિક છે એટલે ત્યાં માર્ગદર્શક કોઇક પદાર્થની અપેક્ષા છે. 'સત્યની દિવ્ય ઉંડી ગુહા'ની શોધમાં આત્મ-જ્યોત સહાય્યક છે.

**સ્વરયોગશ્રેણીપથ**—સત્યની ઉંડી ગુહામાં ઉતરવાનો એક પરિચિત માર્ગ પણ છે, અને તે 'સ્વરયોગશ્રેણી'. ઉત્તમ સંગીત સાંભળવાનો જેમને લાભ મળ્યો હશે તેઓ જાણતા હશે કે સ્વર-માધુર્ય્ય-પ્રભાવથી યોગ–એકાગ્રતા કેટલી તાત્કાલિક થાય છે. પ્રિય વાચક પણ 'સંગીતધ્વનિ'ના કાણ્ડ–આરોહણ ધીમે ધીમે ઉતરતાં

જોશે પ્રભા, અક્ષિને ઢાંકનારી.

શ્લો૦ ૩, ચ. પં.

—તે 'આત્મસુજ્યોતિ ધારી, ઉંડે જવા'ની સરતે!

"વચ્ચે જતાં વિઘ્ન નડે અનેકો,
"તોયે મૂકી, ચિત્ત સ્વલક્ષ્ય સાંધી,
"પ્હોંચી ઉંડા ગર્તવિષે, વિશેષે
"જોશે પ્રભા, અક્ષિને ઢાંકનારી. ૩

---

## શ્લોક ૩.

શ્લોક ૨–૩ કલાપક છે. જો કે બન્ને શ્લોકમાં 'જોશે'નો કર્તા નથી પણ ત્યાં 'તું' અધ્યાહૃત હોવાથી–(૧) પથિક અને (૨) વાચક એમ સ્હમજી લેવું.

**વચ્ચે જતાં વિઘ્ન......**—'સંગીતધ્વનિ' માટે અનેક શંકાઓ માનસિક યોગ (Mesmerism) માં જેને 'શાન્તિમાં જવું' ( To go in Silence ) કહે છે, અને પાતંજલયોગમાં જેને સમાધિની શ્રેષ્ઠ ભૂમિકાએ પૂહોંચવું કહે છે તે જ આ સત્યની દિવ્ય ઉંડી ગુહામાં' 'ઉંડા ગર્ત વિષે' પૂહોંચવું છે. એકાગ્રતાની આ ભૂમિકાઓમાં અનેક વિઘ્નો આવે છેઃ–(૧) ચિત્તનો તાત્કાલિક નિરોધ થતો નથી; (૨) વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થવી; (૩) ઇન્દ્રિયોનું બાહ્ય વસ્તુપ્રતિ આકર્ષણ; (૪) જેને સિદ્ધિઓ કહી છે તે 'સાધક સ્થિતિઓ' occult possibilities ) ઇત્યાદિ.

**ચિત્ત સ્વલક્ષ્ય સાંધી**—વિઘ્નો–સિદ્ધિ, આકર્ષણ પ્રતિ ધ્યાન ન આપતાં 'ઉંડા ગર્તવિષે' પૂહોંચવાનું જે 'સ્વલક્ષ્ય' તે જ દૃષ્ટિ આગળ રાખી.

**અક્ષિને ઢાંકનારી**—ઇન્દ્રિયોથી સહન થઈ ન શકે એવી અપૂર્વ જ્યોતિ. 'પ્રભા'થી કેવલ 'અક્ષિ'ની જ અપેક્ષા દર્શાવી છે. આ 'ઉંડા

"તું ચિત્તમાં લીન હજી વધુ થા !
"ત્યાં યોગ થાશે તુજ મૂલ કેરો;
"ન ભૂલતો તે ફરી રુપ પાછું,
"નહિ તો થશે વ્યર્થ સુયત્ન ત્હારો." ૪

---

ગર્ત'માં પૂહોંચવા પૂર્વે પથિકની સ્થિતિ 'ઉર્મિ'માં દર્શાવી તેવી હતી–

ઉંચે જોયું મ્હેં તો નયન મમ ના ત્યાં ઠરી શકે,
અને મીંચાઇને જગત્ સઘળું શૂન્ય કરી લે;

—આ પછી સાક્ષાત્કારની સ્થિતિમાં 'આતમજ્યોત' જોઈ એટલે સ્થિતિમાં પરિવર્તન થયું; અને

મીચું નેત્રો ત્યાં તો કનકમય કો' તેજ ઝળકે.

(**આકાશ**)

'અક્ષિને ઢાંકનારી પ્રભા' તે '**ઉદ્ઘાટન**' માં દર્શાવેલી 'વિદ્યુત'—

તહિં પછી વિદ્યુત શું ક્ષિતિજમાં
**મીંચાઈ તેથી નયનો જતાં હતાં;**

શ્લો૦ ૧૨, પૂર્વાર્દ્ધ.

## શ્લોક ૪.

**મૂલ**—દેહની સ્થિતિરુપ 'મૂલ' આત્મા, અને આત્માની ઉત્પત્તિરુપ 'મૂલ' જ્યોતિ.

**ન ભૂલતો**—સાક્ષાત્કારની અપૂર્ણ સ્થિતિ પછી વિષયોમાં લુપ્ત થતાં આત્મજ્યોતનું વિસ્મરણનાં અનેક દૃષ્ટાંતો 'દિવ્ય તત્વે' જોયલાં તેથી બોધ. કેમકે આમ થતાં પરિણામમાં પથિક હતો તેવો.

# ૧૫. વિધિ

ઉપજાતિ—

એવું વદી તે લય ત્યાં જ પામી,
ને પન્થી પાછો સ્વરલીન થાતો,
સ્મરી સ્મરી પૂર્વની કલ્પનાઓ,
શું સર્વ એ સત્ય હશો કદાપિ ? ૧

---

**વિધિ**—કાણ્ડનું મથાળું પ્રથમ ઘણું લાંબું હતું–' **વિધિ, આગમન, અનિવાર્ય્ય ઉત્સુકતા, અને આકર્ષણ** ' ( જે સર્વ 'વિધિ'નાં જ અઙ્ગો છે ). આગળ પથિકને સમાધિની ભૂમિકાઓ ઓળંગતો કહ્યો છે–કંઈ દૃઢ સ્થિતિમાં નહિ; અને એના જ પરિણામે કવિ હજી પથિકમાં ભાવનારોપણ કરે છે. નહિ તો કાણ્ડ ૧૪–૧૫ શંકારૂપ.

' **વિધિ** ' માં પથિકનું સ્વતત્વ ' ગમ્ભિર, દૈવી, મધુ શાન્તિવાળી અતિ ઓજસવાન ભૂમિમાં ' જાય છે; અને ત્યાં અનન્ત તત્વનું આગમન થાય છે. આ તત્વ ( પૂર્વે ' પંખી અક્ષિના પ્રકાશ' રૂપે પથિકે જોયું હતું, પણ હવે વિશેષ ઉચ્ચ ભૂમિકામાં ત્હેને ) 'જ્યોતિ અમ્બાર'રૂપે જૂવે છે. સ્વતત્વના આકર્ષણથી અનિવાર્ય્ય ઉત્સુકતા થતાં ઉભયના આલિંગનથી ' **તત્વગ્રન્થિ** ' બને છે.

પથિકની આ ભૂમિકાનાં પરિવર્તન કવિ કેમ જાણી શકે? એવી શંકા જો થાય તો જણાવવાનું કે, અત્યારસુધીમાં તે સ્પષ્ટ થઈ પણ ગયું છે. પથિક તે કોણ ?

> **સ્વતત્વ ત્યાં લાગ્યું ઉંડું જતું ‘ કો’**
> **ગમ્ભિભર હૈવી, મધુ શાન્તિવાળી**
> **ભૂમિ અતિ ઓજસ્વાનમાં ને**
> **ખેંચાયું પન્થી—ઉર ત્હેની સાથે. ૨**

---

શ્લોક ૧.

**લય ત્યાં જ પામી**—વસ્તુની જ્યાંથી ઉત્પત્તિ ત્હેમાં જ ત્હેનો નાશ હોય શકે. આ “ દિવ્યતત્વ ” તે ‘ જ્યોતિમયી કો સ્વરકલ્પના’ અને ત્હેની ઉત્પત્તિનું મૂલ ‘ **નિજ ગતિ** ’, એટલે ધ્વનિ બન્ધ થતાં તે ‘ **ત્યાં** જ લય પામી ’.

**પાછો સ્વરલીન**—પથિકની પૂર્વે ચેષ્ટાઓ પણ આ જ પ્રમાણે હતી. સ્વરના શમન પછી ત્હેમાં લીન.

**સર્વે એ સત્ય હશે**—મનુષ્યની શંકાઓનો અન્ત નથી; પરિણામે શંકાના નિર્ણયમાં પણ શંકાજ. ‘ **પથિક** ’માં સૂચિત ત્રણ વ્યક્તિ માટે પણ આ જ ક્રમ ‘ દિવ્યતત્વ ’ પાસે.

> સંગીતસુરો નહિ વ્યર્થ, ત્હેમાં
> રૂહી સત્યની દિવ્ય ઉંડી ગુહા છે;
>
> શ્લો૦ ૨, પૂર્વાર્દ્ધ.

—એમ બોલાવ્યું, પણ એ કથન સત્ય છે એની પ્રતીતિ શું ?

શ્લોક ૨.

**લાગ્યું ઉંડું જતું**—આ ‘ ઉંડે જવાની ’ ક્રિયા એજ વાસ્તવિક ક્રિયા છે. આંખો બન્ધ કરી, અગર દૃષ્ટિ એકાગ્ર રાખી ત્હમે

કોઇક એકાન્ત જગ્યાએ શાન્ત અને સ્વસ્થ થઇ બેસજો. અનેક જાતના જે જે વિચારો અને કલ્પનાઓ આવે તે સર્વેને દૂર કરવામાં જો ત્હમે વિજયી થાઓ તો તો અવશ્ય ત્હમને પણ ત્હમારૂ, સ્વતત્વ ઉંડું જતું જણાશે.

પથિકનો અનુભવ કંઇ અલૌકિક નથી, પણ અતિશય સ્વાભાવિક છે, પ્રથમથી જ જણાવ્યું છે કે, વાર્તાનો નાયક કોઈ દૈવી પાત્ર નથી પણ માનવ. એટલે કવિએ પોતાના વિચારો પોષવા ભાવનાઓનું ફાવે તેમ આરોપણ કર્યું નથી, પણ એ સર્વ ભાવનાઓ ત્હમને પણ કોઇક વખત સ્ફુરેલી કિંવા અનુભવમાં આવી શકે એવી જ છે.

**કો' ગમ્ભિર, દૈવી......**—આ બધી વાત ક્હેવાને માટે અગર વાંચવાને માટે જ નથી પણ વિશેષે અનુભવવાને માટે છે. યોગવિષયે ધર્મ્મશાસ્ત્રના વચનો, 'પતંજલિયોગદર્શન' 'હઠયોગ પ્રદીપિકા' 'યોગસૂત્ર' આદિ યોગના ગ્રન્થોની આવી જ સમાન કલ્પના* એ જ મ્હારા વિચારોનું પોષણ છે, એમ મનાવવા હું ઇચ્છતો જ નથી, એ ખાસ ધ્યાનમાં રાખવું. પણ એ સર્વે પથિકનો સ્વાનુભવ છે.

**ખેંચાયું પન્થી ઉર**—આ વાક્યથી એક શંકા એવી થાય છે કે, વિચારોની એકાગ્રતા વિના સ્વસત્વ ઉંડું કેવી રીતે જઇ શકે ? એનો ઉત્તર એ કે, શરૂઆતમાં વિચારોની એકાગ્રતા આવશ્યક છે,

* પ્રયોગશાસ્ત્રી માટે અનુભવ સિવાયની અન્ય 'કલ્પના' ગણતાં.

**ત્યાં જ્યોતિઅમ્બાર દીઠો પ્રકાશ્યો,**
**નવ તેજ તે તેજ શક્યો ન સાંખી;**
**તોયે રહ્યું સત્વ પ્રકાશી ઉઠયું,**
**દોડયું પછી જ્યોતિ શું ભેટવાને. ૩**

---

અને થોડા વખતની આ સ્થિતિ પછી સત્વ ઉંડું જતું જાય છે. તે પછી વિચારો ચલિત થાય તો પણ સ્વત્વ જો વિશેષ ઉંડું ગયું હોય તો આ ક્ષણિક સ્થિતિ આપોઆપ નાશ પામે છે; અને 'ઉર સ્વસત્વની સાથે ઉંડું' ખેંચાય છે.

શ્લોક ૩.

**જ્યોતિ અમ્બાર**—તેજોમય રાશિ; અનન્ત પ્રકાશ. ઉત્પત્તિનું મૂલ હોવાથી—

તું ચિત્તમાં લીન હજી વધુ થા,
ત્યાં **યોગ** થાશે તુજ **મૂલ** કેરો;

શ્લો૦ ૧, પૂર્વાર્દ્ધ.

અને આ મૂલ તે

**તેજના મહોદધિ**મહિં ભર્યું સુવારિ આ
તેજથી પ્રકાશતું, સ્વવીચિએ વિરાજતાં.

કા૦ ૧૪, શ્લો૦ ૪, પૂર્વાર્દ્ધ.
**(તૃતિયધ્વનિ—જ્યોતિઃસાગર)**

**તે**—પથિક; અને સ્થૂલરુપમાં **'તે જ'** નહિ તો સત્વ સહન કરી શકે ખરૂં કેમકે તે તો તેથી જ રચિત.

**સાંખી**—યથાર્થ ભાવ માટે પ્રયોગ સ્વીકાર્યો છે. તેમ છતાં રૂઢ છે. ' સાંખવું '–સહન કરવું.

**તોયે રહ્યું સત્વ**—'સત્વ'ની ઉભય અપેક્ષા શક્ય છે, પથિકનું સ્થૂલ–જડ શરીર કે જેમાં પણ ચૈતન્યઅંશ છે; અને પથિકનો આત્મા જે ચૈતન્ય જ છે તે ' સત્વ. ' જડમાં ચૈતન્યનો ભાવ હાલમાં આવવો કઠિન છે, પણ તે પથિક માટે; આ શબ્દો તો કવિના છે.

**પ્રકાશી ઉઠ્યું**—તાત્કાલિક ક્રમ બતાવવા; સહજ ધર્મારોપણ છે એટલે ક્રિયાઓ–વિધિમાં આટલું સ્ખલન નહિ તો ત્વરિત–સંકલિત.

**દોડ્યું પછી જ્યોતિ......**—અનન્ત તત્વ અને સ્વતત્વનાં આકર્ષણો અતુલ છે. લોખંડ અને લોહચુંબકની વચ્ચે જેમ એક નજીવી વસ્તુનું આવરણ પણ ઉભયને ભિન્ન રાખી શકે છે, પણ ત્હેનો લોપ થતાં–દૂર કરતાં ઉભયનું આકર્ષણ અને મિલન એટલું બધું ત્વરિત છે કે તે માટેની કલ્પના પણ ત્હેને માપી શકે એમ નથી. ' દોડવા ' નું કારણ—

> અગાધમાં એક સ્વરુપનાં, ને
> સમાન આકર્ષણ ધારતાં—
>
> શ્લો૦ ૧૦, પૂર્વાર્દ્ધ.
> **( દ્વિતીયધ્વનિ, જ્યોતિઃસાગર )**

એવાં આ ભિન્ન તત્વોની વચ્ચેનું ' મોહ ' નું આવરણ ' ઉંડે જતાં ' દૂર થયું, પછી મિલનની વિધિમાં કેટલો વિલમ્બ ? ' **તત્વ ગ્રન્થિ** ' માં પણ આવું જ કારણ પ્રથમ શ્લોકમાં શંકાનિવારણાર્થે આપ્યું છે; અને બીજા બે ત્રણ શ્લોકોમાં આવરણમુક્ત સ્થિતિ દર્શાવી છે.

# ૧૬. તત્વગ્રન્થિ

ઉપજાતિ—

> **તે ભિન્ન તોયે, શુદ્ધ સત્વ તેથી,**
> **ને જ્યોતિના અંશરૂપે સ્થિતિથી**
> **સમાન આકર્ષણ ધારતામાં**
> **ખેંચાય, એ લક્ષણ તત્વનું છે. ૧**

---

**તત્વગ્રન્થિ**—અનન્ત અને સ્વતત્વની એકતા; ઉભયના મિલનથી થયેલી 'ગ્રન્થિ.'

પથિકની '**સ્મૃતિ**' જાગૃત કરવા ઉભય તત્વોનું મિલન (કંઇક અપૂર્ણ) પૂર્વે કરાવ્યું છે:—

> ઉર પથિકનું ખૂલ્યું; પ્રકાશ પંખીઅક્ષિતણો
> હૃદયપટમાં પડ્યો, વધુ સુતે જ પ્રસારતો—
> **મિલન ક્ષણમાં,** કલ્પિત તોય, સૂચન સ્મૃતિથી
> કંઇક કંઇ તે કર્તો હતો, ઉરે સ્વપ્રભાવથી.

શ્લો૦ ૩.

—અહિં પણ મિલન જો કે ક્ષણિક જ છે તોપણ પૂર્ણ છે કેમકે સંસ્કારની ભૂમિકા આગળ વધી,

> એ જ્યોતિઓ એક થઇ **સ્વરૂપે;**

શ્લો૦ ૩, પૂર્વાર્દ્ધ.

પથિકના મિલનસુધીનું વર્ણન કવિ કરી શકે છે, પણ જ્યોતિરૈક્યમાં શું થયું તે કહી શકાય એમ નથી એટલે એ માટે કેવલ એક જ પંક્તિ મૂકી છે.

ક્ષણેકમાં જૂદી પડી ફરીથી.

શ્લો૦ ૩, તૃ. પં.

આ ઐક્યની ઝાંખી જ પછી શબ્દો રચી લે છે કે, જે 'પ્રથમધ્વનિ'ના પુનરાવલોકનરુપે છે; અને તે આવાં સંપૂર્ણ મિલન પછી હેતુપૂર્વ્વક.

શ્લોક ૧.

**ભિન્ન તોયે**—દેહાદિથી બાધિત હોવાથી સ્વતત્વ અનન્ત તત્વથી ભિન્ન છે તોપણ.

**શુદ્ધ સત્વ તેથી**—અશુદ્ધ ભાગ કદાચ હોય તો તે બાદ કરતાં રહેલું શુદ્ધ તત્વ.

**જ્યોતિના અંશરુપે**—પૂર્વ્વે આ વિચાર ઘણી વખત પ્રતિપાદન કર્યો છે. ઉભય જ્યોતિના અંશરુપ હોવાથી 'સમાન આકર્ષણ ધારતાં!'

**એ લક્ષણ તત્વનું છે**—જ્યોતિરુપે સમાન આકર્ષણથી

સત્વ પ્રકાશી ઉઠયું;

દોડયું પછી જ્યોતિશું ભેટવાને.

કા૦ ૨૫, શ્લો૦ ૩, પૂર્વાર્ધ્ધ.

આ સર્વ્વ *જડવાદથી પણ પૂરવાર થઇ શકે એમ છે.

* જડવાદમાં કેવલ દૃશ્ય વસ્તુઓ ઉપરથી જ અનુમાન થાય અગર સ્થૂલ–જડ વસ્તુઓ જ ધ્યાનમાં લેવાય તોપણ દ્રવ્યના યોગરુપ આકર્ષણ, જેનું કંઈક પરિણામ કિંવા સર્વ્વ પરિણામ છે, એ જ આ 'ખેંચાવાનું' લક્ષણ છે.

**ઉપાધિ જે ક્ષુદ્ર હતી, તુટી ત્યાં,**
**કલ્પિત ભ્રાન્તિ સહજે જતામાં;**
**ઉત્સાહ અનિવાર્ય્ય, સ્વરુપ જોતાં,**
**ખેંચી ગયો ત્યાંથી અભેદ—ક્ષેત્રે. ૨**

---

શ્લોક ૨.

**ઉપાધિ જે ક્ષુદ્ર હતી**—આત્મતત્વની શક્તિ આગળ દેહાદિક ઉપાધિ પ્રમાણમાં ક્ષુદ્ર જ કહેવાય. તોપણ તે ઉપાધિ તો ખરી જ.

**કલ્પિત ભ્રાન્તિ**—કદાચ કોઈ એ 'ક્ષુદ્ર ઉપાધિ' પણ ભ્રાન્તિ જ છે એમ કહે તો ભલે તેમ હો, છતાં પણ એ ભ્રાન્તિ દૂર થવા-પણાની ક્રિયા સત્ય સ્વરુપને પ્રકાશવા માટે આવશ્ય છે જ એ તો નિર્વિવાદ. નહિ તો અત્યાર સૂધી હતી કેમ નહિ?

**ઉત્સાહ અનિવાર્ય્ય**—આંધળાને દૃષ્ટિ આવતાં થાય તેથી પણ અધિક. 'અનિવાર્ય્ય'નું કારણ એ જ કે હવે કોઇ પણ અશુદ્ધિ ઉભ-યના મિલનમાં વિક્ષેપ નાંખી શકે એમ નથી.

ધારી ઉર **અમોઘ** આશ **બલથી.**

ઉદ્ઘાટન, શ્લો૦ ૪, દ્વિ. ૫ં.

**સ્વરુપ**—મૂલના અંશરુપ સ્વરુપ જ.

**ખેંચી** ગયો—આત્માની ક્રિયાઓ સ્થિર માની લઇએ તો અભેદ-ક્ષેત્રમાં ખેંચી લઇ જવાના કારણરુપ—કર્તા 'ઉત્સાહ અનિવાર્ય્ય.'

**અભેદ-ક્ષેત્રે**—સાક્ષાત્કારની સ્થિતિમાં, તદ્રુપ ભૂમિકામાં.

બે જ્યોતિઓ એક થઇ સ્વરુપે,
ક્ષણેકમાં જૂદી પડી ફરીથી;
સંસ્કાર જૂદા, વળી બન્ધનોમાં,
વ્યાપી વિષમતા ઐકયે વિદારે. ૩

---

શ્લોક ૩.

**બે જ્યોતિઓ**......—'અભેદ–ક્ષેત્રે' જવાનું પરિણામ આ. ત્યાં શું થયું તે કોઇએ કહ્યું પણ નથી અને કહી શકાય પણ નહિ. ત્હેનાં કારણો:—

(૧) 'અહમ્' અધ્યાસનો નાશ એ ઐકયનું સ્વરુપ; અને જ્યાં 'હું' એવું રૂહેતું નથી ત્યાં જાણવાનું હોય તોપણ જાણી કોણ શકે ?

(૨) કદાચ જાણવાપણાનો ભાવ થાય, અને ઉતરતી ભૂમિકાઓ માલમ પડે તો 'અહમ્'ની ઉપાધિ વળગી સ્હમજવી એટલે તે જે અનુભવ કહે છે તે પેલા 'અભેદ–ક્ષેત્ર'નો તો નહિ જ.

**ક્ષણેકમાં જૂદી પડી**......—પણ કવિ એટલું જાણી શકયો કે આ જ્યોતિઓ ઉત્તરોત્તર 'સ્વરુપે એક થઇ', અને ત્યાં સૂધીનો 'વિધિ' બતાવ્યો પણ ખરો; તથા તે જૂદી પડી. વધુમાં આ '**તત્વગ્રન્થિ**' ઉકેલાઇ નહિ; અને એ **ગ્રન્થિ** ચિરકાલ એવી જ રૂહેવાની. 'ક્ષણેક' શબ્દ મૂકવાનો હેતુ એ કે, આ મિલન એક ઘડી, બે ઘડી, દિવસ અગર મહિનાસૂધી રહો તોપણ યોગીને તો એ સમાધિ ક્ષણિક જ લાગવાની. તેમ છતાં પથિકનો આ અભેદાનુભવ

પ્રથમ જ હોવાથી 'ક્ષણેકમાં' જ બન્ને જ્યોતિઓ છુટી પડે એમાં પણ સંશય નહિ. 'ફરીથી' શબ્દ મૂકી પૂર્વે પણ તેઓ ભિન્ન હતી એમ બતાવ્યું છે, તે આ મિલનપૂર્વે ઉપાધિ હતી માટે.

**સંસ્કાર જૂદા**—આમાં મૂલમાં જૂદાં છે એમ કહ્યું નથી પણ 'સંસ્કાર જૂદા' એમ કહ્યું છે. આત્મતત્વની આ સ્થિતિ થઈઃ—

જૂદાં જૂદાં વૃક્ષનાં તે ફ્લોને<br>
લાગ્યું ત્યાં હું ચુસવા કેવી હોંસે ?

કા૦ ૧૧, શ્લો૦ ૫, ઉત્તરાર્દ્ધ.

—અને બ્રહ્મતત્વ.

રહ્યું પછી તે નભ દિવ્યમાં, અને<br>
હજીય જો ! તે જગ ઉડતું ફરે.

કા૦ ૧૧, શ્લો૦ ૭, પૂર્વાર્દ્ધ.

**વળી બન્ધનોમાં......**—આત્મતત્વને એટલે મૂલને પણ પ્રતિ-કૂલ એવાં બન્ધનો–અહમ્‌ભાવ, મોહ, શોક, ભય, દુઃખાદિ. ચતુર્થ પંક્તિમાં લઘુને ગુરુ ગણવાનો ત્રાસ પડતો હોય તો નીચે પ્રમાણે પાઠાન્તર લેવું:—

વ્યાપી રહી વિષમતા વિદારે.

શ્લોકનો ઉત્તરાર્દ્ધ મિલનમાં સ્થિતિ ન રહેતાં વિક્ષેપનું કારણ દર્શાવે છે. અનન્ત તત્વ મુક્ત એટલે તે ઐક્યની સ્થિતિમાં ઘણો વખત રહી શકે; પણ આત્મા દેહબાધિત, અને તેથી પરિણામનાં બન્ધનોમાં વિષમતા એટલે ઐક્યમાં વિક્ષેપ અતિશય સ્વાભાવિક છે.

'સંસર્ગનો દિવ્ય પ્રભાવ કો'દી
ના નષ્ટ' એ વાક્યપ્રતીતિ સાથે,
તે તત્વ ઝાંખી ઉરને થયેલી
કૈં ગાન ઊંડું સ્મૃતિમાં સુણાવેઃ— ૪

---

શ્લોક ૪.

**સંસર્ગનો દિવ્ય પ્રભાવ......**—વસ્તુના સંસર્ગની અસર તદ્દન સાહજિક છે. સ્થૂલમાં તો આ વાક્ય ફલિત થતું જોઇયે જ છે, પણ સૂક્ષ્મ માટેયે તેમ જ. કોઈક અપવાદ વગર, આ નિયમ સામાન્ય છે કે, 'સંસર્ગની અસર કોઈ પણ દિવસ નાશ પામતી નથી.' 'પ્રભાવ'ને 'દિવ્ય' કહેવામાં ત્હેની કાર્યતીક્ષ્ણતા બતાવવાનો પ્રયત્ન છે.

**વાક્યપ્રતીતિ સાથે**—ઉપયુક્ત નિયમની સિદ્ધિ અર્થે જ જાણે એમ ન બન્યું હોયને !

**તે તત્વઝાંખી......**—જ્યોતિરુપે તત્વની ગ્રન્થિ થઇ, અને તે સ્થિતિ પછી

ક્ષણેકમાં જૂદી પડી ફરીથી;

શ્લો૦ ૩, દ્વિ. પં.

તેથી આ મિલનની કંઇ અસર જ થઇ નહિ એમ નહિ. પણ 'ઉર' જો કે આ મિલનમાં હતું નહિ તોપણ, ઉભયના અદ્વિતિય મિલનની ઝાંખી–અસર તો ત્હેને થઈ ખરી (તે સંસર્ગના દિવ્ય પ્રભાવને લીધે).

પથિકનું 'ઉર' શુદ્ધ હોય કે નહિ એ એક શંકા, માટે તેથી

"અનન્તતામાં નહિ ન્યૂન કાંઇ:
"ભણ્ડાર એ પુણ્યતણો ભર્યો છે.
"અંશો ધરે રૂપ જાૂદું સ્વમોહે
"ના તોય એ મૂલ કૃતિ ભૂલે હા! ૫

---

ઉદિત 'ગાન' પણ અવિશ્વાસપાત્ર. આ 'ગાન' પથિક–ઉરનું છે ખરૂં; પણ તે કેવું? 'સ્મૃતિની ઉંડાણમાંથી આવતું'; અને પથિક–ઉર 'તત્વ-ગ્રન્થિ'ની ઝાંખીથી સુસંસ્કૃત થયેલું.

અનીશ ઈશનો ભેદ જેમ અનીશ–પંખીની પોતાની પાસે જ ખૂલ્લો કરાવ્યો હતો :તેમ અહિં 'ઉર'ની પ્રથમ માન્યતાના અસતનો ભેદ 'ઉર' પાસે (સુસંસ્કૃત થયા પછી) જ સ્પષ્ટ કરાવ્યો છે.

જગતમાં તત્વજ્ઞાનના અનુભવ વગર પથિક ફરે છે, અને આવા જ બીજા અનેક પથિકો, 'ઉર્મિ'ના 'બુદ્‌બુદ'ની માફક

વસન્તતિલકા—

આવી પછી સમિરની લહરી નવીન,
ને જોયું ત્યાં જગત્ ચિત્ર વિચિત્ર રંગે
પૂરેલું, જે ઉર કુતૂહલ આજસૂધી
જોયેલું ના નયન નિજથકી કદાપિ.

—આવાં જગતને જોતાં 'કુતૂહલે', અજ્ઞાનમાં પરિણામતાં, દુઃખ-પૂર્ણ, અપૂર્ણ, પાપપૂર્ણ, વિભિન્ન માની લે છે. જગતના આવા બીજા પથિકોને, આ પથિક–ઉરનો 'પ્રથમધ્વનિ' પૂરતો સંદેશો છે; જેમાં જગત્ અને જીવન ખોલવાની કુંચી બતાવી છે.

શ્લોક ૫.

**અનન્તતામાં નહિ ન્યૂન કાંઇ**—અનન્તતામાં ન્યૂનતા શાની હોઇ શકે? એવા જ અનન્તતત્વરુપ આત્મામાં પણ ન્યૂનતા શાની હોય? મનુષ્યને દુઃખની ભ્રાન્તિ થવાનાં કારણો અનેક છે. ત્હેમાં અપૂર્ણતા–અસંતોષ એ મૂખ્ય છે. કેન્દ્રને મૂકી, કેન્દ્ર શોધવાનો પ્રયત્ન યુગસૂધીયે અપૂર્ણ રહે એમાં શી નવાઈ? અને કોઇ પણ પ્રકારની અપૂર્ણતાથી તેટલા પૂરતો અસંતોષ તદ્દન સ્વાભાવિક છે. માનવહૃદય આ સત્ય–

'અનન્તતામાં નહિ ન્યૂન કાંઈ'

ન જાણતાં, અપૂર્ણતાની ભ્રાન્તિથી, **અસંતોષ**–દુઃખ માની લે છે. માટે જ પથિક–ઉર સુસંસ્કૃત થયા પછી અન્ય પથિકોને આ બોધ-વચન કહે છે ( જે ત્હેની સ્મૃતિમાં ગાન કરે છે ).

**ભણ્ડાર એ પુણ્યતણો**—દુઃખનાં બીજાં કારણોમાં **પાપની** માન્યતા. 'હું પાપી છું, જગત્ પાપપૂર્ણ છે' અને આ જ પ્રમાણે અનેક પાપની કલ્પનાઓથી પથિક ભયભિત રહે છે. વિશેષે 'पापकर्माहं' માની કર્મમાં પણ પાપનું આરોપણ થાય છે. એટલે આવી સ્થિતિનો કલુષિત જીવ* આનન્દ ક્યાંથી અનુભવી શકે? આવા દુઃખી જીવાત્માઓને પથિકનો આ સંદેશો—

"જગતમાં પાપ એવી ચીજ નથી, પણ 'ભણ્ડાર એ પુણ્ય-તણો ભર્યો છે.'"

* પ્રત્યેક પદાર્થ આત્મતત્વયુક્ત ( કવિની માન્યતા પ્રમાણે ) છે; પણ માનવસ્થિતિમાં તો આ કલુષિત 'જીવ' જ.

"પોતાનું ઉત્તેજીત કાર્ય્યે તેથી
"ના શક્તિ એ ભિન્ન ધરે કદાપિ.
"પોતે થઇ અજ્ઞ સુઆત્મનો, ના
"કૃતિ રચે રુચીથી વિપરીત. ૬

---

એને વિશેષ સ્પષ્ટ કરવાનો યત્ન અહિં અસ્થાને જ ગણાય. આથી શ્લોક ૬ માં આનાં બારિક કારણો જ છે.

**અંશો ધરે રુપ......**—અનન્તના અંશરુપ આત્મા, મૂલમાં એક છતાં, પોતાનું રુપ જૂદું માની લે છે. એનું કારણ 'સ્વમોહ', નહિ તો—

"અનન્તતાનાં મૂલ પકડી નીચે ઉતરેલા ત્હેના અણુઓ, કદાચિત્ પોતાપણું લે તોપણ તે, પોતાની આદિ સ્વસ્થિતિ કોઈ અંશે ભૂલતા નથી. અન્ધકારની ગુફામાં દીર્ઘકાલથી રૂહેવા છતાં પ્રકાશ ત્હેની શાન્તિમાં પોતાની શક્તિ બતાવે છે."

(આદર્શજીવન)

**શ્લોક ૬.**

**પોતાનું ઉત્તેજીત કાર્ય્યે......**—'મૂલ કૃતિ' સત્, ચિત્, ને આનન્દરુપ; અને તે રુપે જ જગત્ ત્હેનું 'ઉત્તેજીત કાર્ય્ય'.

"આત્માના વિકાસક્રમને સહાય્ય આપનાર, આત્માની જ શક્તિ, પોતાના અંશને પોતાના ગુણથી વિમુખ રાખે એમ તો બને જ નહિ. જ્યોતિનો સામાન્ય ગુણ, પ્રચંડ જ્વાલામાં અને ન્હાના દીપકમાં,

" આનન્દનો હેતુ સ્વઐક્યમાં છે,
" ને ભ્રાન્તિ અન્યત્ર બધી રચેલી;
" જે ભિન્ન છે રુપ સ્વરુપનાં તે
" જૂદી દિશાથી મૂલને મળે છે. ૭

---

સર્વ્વાંશે સમાન છે. વિશેષતા જે જણાય છે તે કેવલ વિસ્તારમાં જ."
( આદર્શજીવન. )

'પોતાનાં ઉત્તેજીત કાર્ય્ય' માટે 'સ્મૃતિ'માં પંખીએ ગાયું છે:—

ઉત્તમ હતી અમ પાંખ, ને
જગયન્ત્ર તો મનઃરાજ્ય'તું;

શ્લો૦ ૧, પ્ર. પં.

પણ આથીયે એક શંકા રહે છે કે કદાચ તે પોતે અશુદ્ધ હોય અને તેમ ન હોય તો ઇચ્છાથી વિરુદ્ધ કૃતિ રચે. છતાં

**પોતે થઇ અઙ્ગ......**—આત્માની શક્તિ એ આત્માનું અઙ્ગ જ. અને આત્મા તો બધામાં જ, પણ તે 'સુ આત્મ'. આમાં 'સુ' મૂકવાથી આત્માનો ભાવ ખણ્ડિત થતો નથી, પણ સ્થૂલ દૃષ્ટિથી ભેદ બતાવવાનો પ્રયત્ન છે.

**કૃતિ રચે રુચીથી......**—'સુઆત્મ'ની શક્તિ અને ત્હેનું કાર્ય્ય ( ઇચ્છિાની મધ્યસ્થસ્થિતિથી ) પોતાની જ ઇચ્છા–'રુચીથી વિપરીત' હોય એ તો વદતોવ્યાઘાત્. 'અજ્ઞેય' જણાતો 'સુખવાદ' ( Optimissm ) આવાં જ વચનો સંગીતરુપે વહે છે:—

નથી જૂદું તુંથી; ઉપવન બધું જો તુજ અરથે;
રચ્યું સૌન્દર્ય્ય આ તુજ સ્વરુપને શાન્તિ કરવા.

શ્લો૦ ૮, ઉત્તરાર્દ્ધ.

## શ્લોક ૭.

**આનન્દનો હેતુ**—એક રીતે આનન્દ કે જે જગતની ઉત્પત્તિના હેતુરુપ છે. બીજી રીતે આનન્દ કે જેને પ્રાપ્ત કરવા અનેક જીવો વ્યવહારમાં ફાંફાં મારે છે.

**સ્વઐક્યમાં** છે—પોતામાં જ પોતાનું ઐક્ય. (આત્માને દેહમાં હોવાનું ગણ્યા છતાં તે દૃષ્ટિ નાશ પામી, બ્રહ્મરુપ ગણી વિશાલ દૃષ્ટિથી જોતાં.) અગર જગતમાં **आत्मवत् सर्वभूतेषु ।** પ્રત્યેક દ્રવ્ય નિજ સ્વરુપ–આત્મરુપ છે; અને આત્મા શુદ્ધરુપે, પાપ, દુઃખ, ભયાદિ રહિત, આનન્દરુપ છે ; એટલે તે દૃષ્ટિથી જગતને પોતાની જ પ્રતિચ્છાયા માની–સ્વઐક્યમાં આનન્દ લેવો.

**ભ્રાન્તિ અન્યત્ર**—આ સિવાયની અન્ય કલ્પનાઓ ન્યાયથીયે 'ભ્રાન્તિ' નહિ તો શું ? આવો જ 'આત્મપ્રતિધ્વનિ'—

ગરબો–

ઝાંખો થાય પ્રકાશ તે **તિમિરે,**
જડમય લાગતું રે લોલ;
તદપિ ન દીપ્તિ કદિય બુઝાતી
ચેતન જાગતું રે લોલ.

**જે ભિન્ન છે રુપ......**—મૂલ સ્વરુપ જ્યોતિર્મય, અને તે જ બ્રહ્મ–આત્મા કે જેનાં અનેક રુપો જગતમાં ભિન્ન ભિન્ન રીતે જણાય છે—

જોતો જોતો નિજ છાયા પડેલી

"તથાપિ જે ગુણ સ્વરૂપનો છે,
"સર્વત્ર તે વ્યાપ્ત સમાન રીતે;
"ન ભિન્ન કો' કાર્ય્ય, ન રૂપ જાૂદું;
"સૌ પૂર્ણમાં એકરૂપે સમાતું. ૮

---

—સ્નેહે જાણે ભેટતો હોય ઉરે,
જાૂદી જાૂદી ઉર્મિઓને રતિથી—
વારિના, જે રુપ સ્વ, સાગરે ત્યાં.

ઉદ્દ્ઘાટન, શ્લો૦ ૯.

પદાર્થવિજ્ઞાન પ્રમાણેયે સ્થૂલ દ્રવ્યોમાં આવી જ ક્રિયા જણાશે.

શ્લોક ૮.

**સર્વત્ર તે વ્યાપ્ત**—ભિન્ન ભિન્ન સ્વરુપો હોવા છતાં, 'જે ગુણ સ્વરુપ'-મૂલનો છે, તે જ 'સર્વત્ર સમાન રીતે' હોવો જોઇએ, અને છે.

**ન ભિન્ન કો' કાર્ય્ય**—આથી પર કિંવા ભિન્ન કોઇ પણ કાર્ય્ય નથી.

**ન રુપ જાૂદું**—તેમ જ આથી કોઇ નવીન ભિન્ન તત્વ નથી કે જેનાં આ જાૂદાં રુપો છે. અદ્વૈતના પોષણરુપે આ વાક્યો છે; જેમાં બ્રહ્મને અનન્ત, સર્વવ્યાપ્ત માની લેતાં, જગતમાં કોઇ પણ પ્રકારની ભિન્નતાનું અસ્તિત્વ રહેતું નથી. ચતુર્થ પંક્તિ વિવરણના કારણરુપ મૂલ ભાવ છે.

**સૌ પૂર્ણમાં......**—જગતનાં અનેક દ્રવ્યો, કાર્ય્યો, કલ્પનાઓ (દુઃખ, પાપ, ભયાદિની સુદ્ધાં) પૂર્ણમાં જ સમાય છે.

શાલિની—

"જો ! ક્યાંથી એ પૂર્ણતાને કિનારો,
"વીચિ જ્યાંથી ઉછળે ઉંચ વ્યોમે ?
"દેખાયે જે રૂપધારી વિવિધ,
"આવી અન્તે ત્યાંજ પાછાં શમે છે. ૯

અનન્તતત્વ તે પૂર્ણ જેમાંથી દૃશ્યાદૃશ્ય જગત્ અને ત્હેનાં પરિણામો:—

पूर्णमदः पूर्णमिदं पूणात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

બૃહદારણ્ય૦

—આટલો જ ભાવ દૃઢ થાય અને તે અનુભવવામાં આવે એ અદ્વૈતની સિદ્ધિ અને આદર્શજીવનનું સાફલ્ય. પૂર્ણતાના ભાવને શ્લોક ૯ માં સ્પષ્ટ કર્યો છે.

શ્લોક ૯.

**પૂર્ણતાને કિનારો**—પૂર્ણતાને અલંકૃત કરતાં સાગરરુપે આ પૂર્ણતાનો સાગર એટલો બધો વિશાલ છે કે ત્હેનું માપ થઇ શકે એમ જ નથી (કેમકે અનન્ત). અને સાગરથીયે વિશેષ કારણ કે સાગરને કિનારો હોય છે; પણ પૂર્ણતાનો કિનારો ક્યાંથી માનવો ? કેમકે કિનારો માન્યો ત્યાં પાણી નહિ. માટે આ બ્રહ્મરુપ-પૂર્ણતાનો સમુદ્ર એટલો તો વિશાલ છે કે ત્હેને કિનારો જ નથી.



ઉદ્‌ઘાટન, શ્લો. ૫–૮

**વીચિ જ્યાંથી ઉછળે......**—રુપકમાં આ જ બ્રહ્મ-સાગર-માંથી અનેક મોજાંઓ ઉત્પન્ન થાય છે, જે સ્વાભાવિક જ ઉંચે આકાશ પ્રતિ ઉછળતાં જણાય છે. આ મોજાંઓ 'વિવિધ રુપધારી' દેખાય છે જે મૂલરુપે વારિનું જ પરિણામ છે. આ 'ઉંચ વ્યોમ' તે બ્રહ્માકાશ. આ શ્લોકને સંપૂર્ણ અને સ્વાભાવિક હૃદયગ્રાહ્ય રીતે સ્હમજવાને ઉછળતા સમુદ્રનું ચિત્ર દૃષ્ટિ આગળ રાખવું પડશે. પણ યાદ રાખવું કે, ભૂમધ્ય અગર અરબીસમુદ્ર જેવો આ સમુદ્ર નથી, જેના કિનારા પછી જમીન છે, અને ઉંચે જગા ખાલી છે; પણ એ પૂર્ણતાનો સમુદ્ર આવાં દૃશ્ય સમુદ્રોથી પર. 'તૃતિયધ્વનિ'નું 'જ્યોતિઃસાગર'નું કાવ્ય આનું જ ફલ.

ઉછળે અનેક રુપ, વારિ છિન્ન ભિન્ન થૈ
ઉર્મિ શિખરે ચ્હડી, ગતિ હજી ઉંચી કરી.

શ્લો૦ ૧.

જગતનાં 'વિવિધ રુપધારી' દ્રવ્યો તે આ 'અનેકરુપ' ઉર્મિ. રુપકના પોષણથી ભાવને ખીલવવાનો પ્રયાસ છે એટલે રુપકને વળગી ભાવને મર્યાદિત કરવાની જરૂર નથી.

**આવી અન્તે......**—આ ક્રિયા સ્થૂલમાં પ્રત્યક્ષ છે. આ 'પાછાં શમવાની' ક્રિયા કવિ માટે તો મૃત્યુ અને મુક્તિરુપે એક જ છે. તોપણ તે ધ્યાનમાં ન લેતાં કેવલ ન્યાય સ્વીકારીએ તોયે મૂલમાંથી ઉદિત અનેકરુપોનું મૂલમાં શયન અતિ સ્વાભાવિક છે. આ 'શમવાની' ક્રિયાનો પૂર્વે ઘણી વખત ઉલ્લેખ કર્યો છે:—

જે ભિન્ન છે રુપ સ્વરુપનાં તે
જૂદી દિશાથી મૂલને મળે છે.

શ્લો૦ ૭, ઉત્તરાર્દ્ધ.

**" જો, જો ? ધીમે અક્ષિ ઉઘાડી ત્હારી,**
**" તત્વગ્રન્થિ વિશ્વને બાંધતી આ,**
**" જેણે બાંધ્યું અંશને મૂલ સાથે,**
**" જૂદાં તોયે એક, એકત્ર સાંધી. ૧૦**

---

વળી એ પછીના બીજા જ શ્લોકમાં—

ન ભિન્ન કો' કાર્ય્ય, ન રુપ જૂદું
સૌ પૂર્ણમાં એક રુપે સમાતું.

ઉત્તરાર્દ્ધ.

'જ્યોતિઃસાગર 'માંયે ઉર્મિ—

તૃપ્તિ પામી રુપથી સ્વરુપમાં પછી શમે.

## શ્લોક ૧૦.

**જો, જો ધીમે......**—પથિકઉરને સાક્ષાત્કારની ભૂમિકામાં જગત્ બ્રહ્મમય જણાયું; આથી સુસંસ્કૃત થયેલું ઉર જગતને સ્થુલમાંયે એ જ રુપમાં જોવાને સૂચવે છે.

**તત્વગ્રન્થિ વિશ્વને......**—જે તત્વગ્રન્થિ પૂર્વે એ જ્યોતિઓની થઈ હતી—

એ જ્યોતિઓ એક થઈ સ્વરુપે
ક્ષણેકમાં જૂદી પછી ફરીથી.

શ્લો૦ ૩, પૂર્વાર્દ્ધ.

—તેજ તત્વગ્રન્થિ કેવલ પથિક અને બ્રહ્મની છે એમ જ નહિ પણ તે આ 'વિશ્વને'-વિશ્વના પ્રત્યેક દ્રવ્યને પણ સમાન અંશે અનન્ત તત્વ સાથે સમ્બન્ધમાં રાખે છે. પૃષ્ઠ ૧૩૧ની આકૃતિ ૩ જી જોતાં ભાવ બરોબર સ્હમજાશે.

"વ્યાપી જેની જ્યોત વિશાલ વિશ્વે
" તોયે એવી ભૂમિ ક્યાંયે હશે કે
" ના પ્હોંચ્યેથી જ્યોતિ, અન્ધાર–છાયા
" રાખી ર્‌હેતી નિજ અસ્તિત્વ જૂદું? ૧૧

---

**જેણે બાંધ્યું.....**—વ્યક્તિત્વ અણુ પરમાણુ સુધીનાં જગતનાં અનેક દ્રવ્યો, અનન્ત તત્વ સર્વ્વ વ્યાપ્ત હોવાથી, અંશરુપ દશ્યમાં ભિન્ન અને 'તોયે એક' ત્હેને મૂલ તત્વ સાથે બાંધનાર આ 'તત્વગ્રન્થિ' જ.

**જૂદાં તોયે એક.....**—સુવર્ણના અનેક અલઙ્કારો સુવર્ણરુપે મૂલ એક; નામ અને રુપાદિના ભેદથી ભિન્ન એટલે નામ, રુપાદિ ભેદ દૂર કરતાં જે શેષ રહે તે મૂલ; અને તે મૂલરુપે, ભિન્ન જણાતાં છાંતયે, સર્વ્વ સમાન. વિજાતિય તત્વોનું ઐક્ય કરાવવું તદ્દન અસ્વાભાવિક છે એટલું જ નહિં પણ અશક્ય છે, તેથી–પ્રથમ 'જૂદાં તોયે એક' એમ જણાવી, પછીથી જ તત્વગ્રન્થિ પાસે 'એકત્ર સાંધી' બન્ધનની ક્રિયા દર્શાવી છે. ભૂતમાત્ર આત્મરુપ આ રીતે હોય શકે.

## શ્લોક ૧૧.

**વ્યાપી જેની જ્યોત.....**—જ્યોતિર્મય બ્રહ્મ હોવાથી, બ્રહ્માંડે અનન્ત ને બ્રહ્મે અનન્ત. એટલે 'વિશાલ વિશ્વના' ખૂણે ખૂણે, આત્મજ્યોત બ્રહ્મરુપ થતાં, વ્યાપી રહે.

જો કે આથીયે એક શંકાને સ્થાન રહે છે તોપણ હાલ તરત

તો નીચેનો ન્યાય ધ્યાનમાં રાખવો:—

| | |
|---|---|
| બ્રહ્મ—અનન્ત | બ્રહ્માંડ—અનન્ત |
| „ સત્ | ∴ બ્રહ્માંડના પદાર્થો સત્ હોવા જોઈએ. |
| „ સર્વ્વવ્યાપ્ત | ∴ બ્રહ્માંડ બ્રહ્મથી જ પૂર્ણ હોવું જોઇએ. |
| | ∴ બ્રહ્માંડ બ્રહ્મમય છે. |
| | ∴ सर्वं खल्विदं ब्रह्म । |
| | ∴ જગતના પ્રત્યેક દ્રવ્યમાં બ્રહ્મના ગુણો જ હોઇ શકે. |
| „ આનન્દ | ∴ પદાર્થો આનન્દરૂપ કિંવા આનન્દદાયી હોવા જોઇએ. |
| „ પૂર્ણ | ∴ જગતના પદાર્થો પૂર્ણજ છે. |
| „ જ્યોતિર્મય | ∴ „ „ ........ |

ઉત્તરોત્તર આ ન્યાય વધુ લંબાવતાં જગતમાં દુઃખ, પાપ, અજ્ઞાન, અને જગતનો મિથ્યાપણાનો લોપ થાય છે. આ અનન્ત તત્વને ખાસ **'બ્રહ્મ'** કુહેવાર્નાજ જરૂર નથી; હેને 'ખુદા' કહો કે 'ઇશ્વર કહો કે ગમે તે કહો પણ હેને સર્વ્વવ્યાપ્ત માનતાં, આ જ ન્યાય બધી રીતે લાગુ પડશે.

**તોયે એવી ભૂમિ......**—જ્યારે બ્રહ્મ-જ્યોતથી વિશ્વ ખૂણે ખૂણે છવાઈ રહ્યું છે, ત્યારે એવી ભૂમિ-જગ્યા ક્યાં બાકી રહી ગઇ હશે, કે આ જ્યોતિ ન પૂહોંચવાથી, અન્ધકાર છાયારૂપે જ ( સત્ય તો નહિ ) પોતાનું મિથ્યા અસ્તિત્વ જગતમાં રાખી શકે ?

વંશસ્થ—

"જણાય તે શું કહિ સત્ય સર્વ્વ છે ?
"નહિ, નહિ ! ભેદ ક્ષણે ક્ષણે નવો.
"તથાપિ જે ના ફરતું કહિય તે
"છે એક સત્ય ચિર વિશ્વમાં ભર્યું. ૧૨

---

આ પછીના 'ઉપાધિ'ના કાણ્ડમાં ઉપયુક્ત વાકયોનો વ્યાઘાત્ છેઃ—

ચિત્ત વિલીન હતું સ્વરયોગમાં,
તિમિર ત્યાં ઉભું આવી ભૂબન્ધનું.

શ્લો૦ ૧, ઉત્તરાર્દ્ધ.

આ 'તિમિર' ક્યાંથી તે હાલ જોવાનું નથી. છતાં સહજ શંકા શ્લોક ૧૨ ની પ્રથમ પંક્તિમાં રોપી છે.

**શ્લોક ૧૨.**

જણાય તે શું... ...—પથિકે 'યોગી'ને નીચે વર્ણવેલી ભૂમિમાં જોયો—

રજનિ ઘનઘોર વિજને
નહિ જ્યોત જરી જ્યાં પ્રકાશવા
વટ વૃક્ષથી વિંટળાયલી,

શ્લો૦ ૧, પ્ર. પં.

—એ દૃશ્ય જણાય છે તે શું ? આવી શંકા ઉદ્‌ભવશે એવું આગળથી જ જાણી લઈ પથિકઉર ગાન કરે છે કે 'જેટલું દૃશ્યમાં જણાય છે તે સર્વ્વ શું સત્ય છે ?' અર્થાત્ જેવું જણાય છે તેવું તો નહિ જ.

છતાં આ સત્યને ઉલટપક્ષે જોવું એ બુદ્ધિથી પર વાત થઇ.

**વિપરીત દીસતું એ સ્થૂલમાં કેમ માને ?**
દૃગથકી ન નિહાળ્યું, ચિત્ત તોયે ચલિત.

શ્લો૦ ૧, ઉત્તરાર્દ્ધ.

અને તેથી જ '**નિર્ણય**'માં આગળ કહ્યું છે;—

નહિ નહિ જગ સ્હેલું જ્ઞાનથી જાણવાનું,

શ્લો૦ ૨, પ્ર. ૫.

એટલે આવું સત્ય તો.

ગુપ્ત છે ગુપ્તથીયે,
ને ઉંડું, તે અણુ અણુમહિં, વ્યક્ત, દૃષ્ટિ ન દેખે
તેથી લાગે વિષમ સઘળું જે બધું સત્યરુપે,

( **ઉર્મિ: બીજ** )

**નહિ, નહિ ! ભેદ**... ...—ઇન્દ્રિયજન્ય જ્ઞાન એક સરખું હોતું નથી, સામાન્ય દૃષ્ટિથી ચાક ધોળો જણાય છે; કમળો થતાં તે પીળો જણાય છે, અને આવા જ તે દોષથી કદાચ અન્યરુપેયે જણાય. આ જ પ્રમાણે વિચારોનું પરિવર્તન '**પ્રથમધ્વનિ**'નો '**યોગી**'નો કાણ્ડ અને '**દ્વિતીયધ્વનિ**'માં 'ઉન્મેષ, **સ્નેહ**સાયુજય'નો કોણ્ડ* સરખાવતાં પથિકનું પોતાનું જ આવું પરિવર્તન સહજે સ્હમજાશે.

**તથાપિ જે ના ફરતું**......—અનેક પરિવર્તનો છતાં જે પરિવર્તનરહિત છે, અને તે પણ ત્રિકાલાબાધિત-'ચિર' તે જ વસ્તુતઃ સત્ અને તે 'એક'. एकं सत् ।

* પૃષ્ઠ ૫૩ જોવું.

# ૧૭. ઉપધિ

---

દ્રુતવિલમ્બિત્—

> ધ્વનિ થયો પછી લીન સ્વઅન્તરે,
> સ્મરણમાં કંઈ તોય જગાડતો;
> ચિત્ત વિલીન હતું સ્વરયોગમાં
> તિમિર ત્યાં ઉભું આવી ભૂખન્ધનું. ૧

---

ઉપાધિ—આવરણ; માયામિશ્રત જણાતું બન્ધન. આ 'ઉપાધિ' તે જ્ઞાનમય ભૂમિકામાંથી નીચે લાવનાર દૃશ્ય જગતના પદાર્થોનું આકર્ષણ. વિષયોનાં તમસ્ આંદોલનો એ યોગની ચ્યુતિનું કારણ, અને ઐક્યમાં વિક્ષેપરુપ 'ઉપાધિ'.

'તત્વગ્રન્થિ'માં પથિક ઉર સત્ માટેની કેટલીક સૂચનાઓ, જીવન માટેનો સંકેત સંક્ષેપમાં જણાવે છે. અદ્વૈતનો ભાવ પથિકહૃદયમાં સ્ફુર્યો છે, અને આ ભાવને સ્થૂલમાંયે અનુભવવા માટે ત્હેનો પ્રયત્ન છે—

> જો, જો! ધીમે અક્ષિ ઉઘાડી ત્હારી,
> તત્વગ્રન્થિ વિશ્વને બાંધતી આ,
> જેણે બાંધ્યું અંશને મૂલ સાથે
> જૂદાં તોયે એક, એકત્ર સાંધી.
>
> કા૦ ૧૬, શ્લો૦ ૧૦.

—આ સિવાય બીજું સૂચન પણ પથિકઉરે સાવચેતી માટે કર્યું છે.* આ સૂચનાઓ હજી પ્રપૂર્ણ થાય છે ત્યાં તો,

ધ્વનિ થયો પછી લીન સ્વઅન્તરે,

પ્ર. પં.

અને પરિણામે પથિક સમાધિની ભૂમિકાઓ ઉત્તરોત્તર છોડી, નીચે ઉતરે છે. આ વિક્ષેપનું કારણ તે 'ઉપાધિ'.

માયાના તમસ્ પ્રકારને વિક્ષેપનું કારણ માન્યું, અને ત્હેની પાસે પથિકને આંદોલનો પ્હોંચાડ્યાં. સમાધિની ઉતરતી સ્થિતિનો અનુભવ ઝાંખો તોપણ ક્રમસઃ બતાવ્યો છે. જ્યોતિના મિલનમાં વિક્ષેપરુપ 'તિમિર' અને ત્હેની પણ 'ઝાંખી' (વાસ્તવિક નહિ—

અન્ધાર—છાયા
રાખી ર્‌હેતી નિજ **અસ્તિત્વ** જૂદું.

કા૦ ૧૬, શ્લો૦ ૧૧, ઉત્તરાર્દ્ધ.

ભ્રાન્તિમાં જ ) થઇ; જે 'તિમિરઝાંખી' વ્યંગાર્થમાં જડવાદને અનુલક્ષી મૂકી છે. એટલે કવિનો 'સંગીતધ્વનિ'ના તત્વજ્ઞાન માટે બચાવ વ્યંગથી સ્પષ્ટ કર્યો છે. જડવાદનું પ્રાધાન્ય અને અધ્યાત્મવિદ્યાનો વિરોધ, બુદ્ધિની ન્યૂનતા કે સ્થૂલતાનું પરિણામ છે, એમ સ્પષ્ટ સૂચન તો જો કે કર્યું નથી તોપણ તેવા ભાવનું બીજ રોપ્યું છે ખરૂં.

જડવાદનો ઉપલક ન્યાય અને ક્ષુલ્લકતા શબ્દવ્યવસ્થાથી જ સ્હમજાશે. પ્રકૃતિનું ગૌરવયે એમાં જ. જ્ઞાનચ્યુતિ અને તે પણ

* જૂવો, એજ કાણ્ડના શ્લોક ૧૧ અને ૧૨.

બ્રહ્મવિદ્યાની, એ દૃશ્યવાદનું બુદ્ધિહીન અવલંબન છે. ‘ તિમિર ’થી આ ખૂલાશો બહુ સારી રીતે થયો છે. દૃશ્યનું પોષણ, ત્હેના મૂલનું અજ્ઞાન એ સર્વે ‘ તિમિર ’ના મુખે વક્રોક્તિથી ખૂલ્યું છે. ‘તિમિર’નાં કથનમાં નાસ્તિકવાદના સિદ્ધાંતો આડકતરી રીતે આવી જાય છે.

‘સંગીતધ્વનિ’ ઉપર ભવિષ્યની ટીકા કલ્પનામાં લાવી, વ્યંગાર્થમાં કવિએ ત્હેનો ઉલ્લેખ સહેતુક ‘તિમિર’ પાસે કરાવ્યો છે. તત્વજ્ઞાનનો વિષય કદાચ સાહિત્ય ઉપાસકો, નવલકથાકારો, વિજ્ઞાનશાસ્ત્રીઓ વગેરેને અનાવશ્યક જણાય એટલે ‘તિમિર’ ના શબ્દો તેઓ કહે એ સ્વાભાવિક છેઃ—

મૂઢ ! શું દૃશ્ય હજી નથી ધ્યાનમાં ?
શ્રવણમાં કયમ અન્ધ બની ગયો !

શ્લો૦ ૪, પૂર્વાર્ધ્ધ.

અને આથી બોધ કરે કે,—

મૂરખ ! છોડ એ **તત્વની ભ્રાન્તિને,**
ચલ સુખે મમ સાથ ભૂ શાન્તિમાં.

શ્લો૦ ૬, ઉત્તરાર્ધ્ધ.

એ તેઓની દૃષ્ટિથી યોગ્ય જ ગણાય.

## શ્લોક ૧.

**ધ્વનિ થયો પછી......**—‘ધ્વનિ’ તે ‘તત્વગ્રન્થિ’ પછીના પથિકઉરના ઉદ્દગાર; અને ‘ઉર’માં જ ઉત્પન્ન એટલે તે ‘લીન’ પણ ‘સ્વઅન્તરે’ જ થાય છે. વ્યંગાર્થમાં—‘ધ્વનિ’ તે કવિનું આત્મગુઞ્જન અને તે રુપે ‘ **પ્રથમધ્વનિ** ’ આ કાણ્ડથી સમાપ્ત થાય છે માટે ‘લીન થયો પછી સ્વઅન્તરે’.

**સહજ સ્પર્શ કરી, ચમકાવીને**
**પથિકઉર, થયું હતું લીન જે,**
**નિરખતું ઉભું તે સ્થિર દૃષ્ટિથી,**
**કંઈક કૌતુક નિજ પ્રભાવનું. ૨**

---

**સ્મરણમાં કંઇ......**—તત્વજ્ઞાનનું અત્યાર સુધીનું વિવેચન, અન્ય વિષયોનાં આંદોલનથી ઝાંખું થતું જાય છે, પણ તે કંઇ છેક નાશ પામતું નથી.

**સ્વરયોગમાં**—આ 'સ્વરયોગ' 'યોગી' ના તંબુરાના સ્વરોથી ઉદિત થયો અને કેટલાક તુટક વિક્ષેપ પછી અહિં પૂર્ણ થાય છે. વાચકનું હૃદય પણ કદાચ આ વાંચનમાં 'વિલીન' થયું હશે.

**ભૂબન્ધનું તિમિર**—દસ્ય-સ્થૂલ સૃષ્ટિના પદાર્થોનું આકર્ષણ; અને વ્યંગાર્થમાં-વ્યવહારિક વિષયોની ચર્ચા કરતા ગ્રન્થો, કાણ્ડના વિવરણમાં આ 'તિમિર' નો ઉલ્લેખ સંપૂર્ણ થયો છે.

શ્લોક ૨.

**સહજ સ્પર્શ કરી**—સમાધિમય સ્થિતિમાંથી ઉતરતાં ક્યાં તો એ ભાવનાનો સ્પર્શ હોય, કે ક્યાં તો તે જ રુપે 'ભૂબન્ધનાં તિમિર' નો સ્પર્શ હોય, પણ 'પથિકઉર' તેથી ચમક્યું ખરૂં. 'અનીશ-ઇશના ભેદ' નું જે કારણ તે જ કારણ અહિં પણ અજ્ઞેય રહ્યું હોવું જોઇએઃ-

જે પ્રીતિમાં ભરૂં ના હોય કો'દી,
ત્હેમાં ક્યાંથી ભેદ આવ્યો દીસે એ?

શ્લો. ૧, ઉત્તરાર્ધ્ધ.

વ્યંગાર્થમાં—'સંગીત' સાંભળતાં પથિક સમાધિવિલીન થયો હતો.

તિમિરઝાંખી પડી પછી અન્તરે,
ચિત્ત ભ્રમિત થયું ફરી યોગથી,
નિરખી નિજ પ્રભાવ હજી ઉંડો,
કંઇક ગર્વસહિત બલે વધ્યું:- ૩

---

તે ભૌતિક શાસ્ત્રોનાં વાંચનનાં વલણથી ચમકયો, અને આ રીતે તત્વ વિષયનું ત્હેનું આકર્ષણ ધીમું પડયું.

કંઇક કૌતુક નિજ.........—'ઉપાધિ' ના આવા સ્પર્શથી ચિત્ત વિલીન થતું બન્ધ થયું એટલે 'માયા' ને પોતાને વિજય મળ્યો એમ માની, 'તિમિર,' 'નિજ પ્રભાવનું કૌતુક જોતું ઉભુ" એવી ઉત્પેક્ષા છે. વ્યંગાર્થનો ભાવ સમાન રીતે ચાલુ છે.

શ્લોક ૩.

**તિમિર ઝાંખી**......—પૂર્વે કેવલ સ્પર્શ જ થયો હતો; પણ હવે ત્હેની 'ઝાંખી' પડી. વ્યંગાર્થમાં—વાંચનથી શંકા થઇ.

**પ્રભાવ હજી ઉંડો**—સ્પર્શથી સમાધિમાં વિક્ષેપ નાંખ્યો, પણ હવે તો 'ચિત્ત'ને 'ભ્રમિત' કરી, પોતાનો 'પ્રભાવ' યથાર્થ બતાવ્યો.

**ગર્વસહિત બલે વધ્યું**—અજ્ઞાન હોવાથી પોતાના આવા 'પ્રભાવ'નો અયોગ્ય ગર્વ, અને ગર્વથી શ્રેષ્ઠતાનો ડોળ એટલે બલ-યુક્ત બોલવાની કલ્પના અવાસ્તવિક નથી. વ્યંગાર્થમાં,—ભૌતિક-શાસ્ત્રીઓ દૃશ્યવાદ આગળ લાવી પરોક્ષપ્રમાણની આવીજ ચેષ્ટા કરેછે.

> " મૂઢ ! શું દૃશ્ય હજી નથી ધ્યાનમાં,
> " શ્રવણમાં કયમ અન્ધ બની ગયો ?
> " તુજ સમક્ષ જણાય છે જે બધું,
> " પલકમાં કયમ એ તું ભૂલી ગયો ? ૪

---

**શ્લોક ૪.**

**મૂઢ**—બીજાની બુદ્ધિથી ચાલનાર. વ્યંગમાંયે વાચકને 'તિમિર' નું ઉદ્દબોધન.

**શ્રવણમાં કયમ અન્ધ......**—દૃશ્ય જગતમાં દ્વૈતભાવ પ્રત્યક્ષ છે, તે ભૂલી જઈ કેવલ 'સંગીત'ની અદ્વૈતભાવનામાં કેમ અન્ધ બની ગયો ? 'અન્ધ'થી હેતુપૂર્વક તિરસ્કાર કર્યો છે. કેમકે આંખો હોત તો જોઈ શકતે એવી સંભાવનાનું કારણ–બીજ પ્રથમ પંક્તિમાં રોપ્યું છે. જ્ઞાનને માટે આન્તર શ્રવણની જ જરૂર છે એનું 'તિમિર'ને ભાન નથી.*

**તુજ સમક્ષ જણાય......**—પ્રત્યક્ષવાદને ફલિત કરવાનો અહિં 'તિમિર'નો ઉદ્દેશ છે. આ માટે પથિક–ઉરે '**તત્વગ્રન્થિ**' માં સૂચના કરી છે.

> જણાય તે શું કદિ સત્ય સર્વ છે ?
> નહિ, નહિ ! ભેદ ક્ષણે ક્ષણે નવો.

શ્લો૦ ૧૨, પૂર્વાર્દ્ધ.

* *Now I will do nothing but listen,*
I hear the chorus, it is a grand opera,
Ah, this indeed is *music*—

*Walt whitman*

" ગણી લીધું સુખ જે સ્વરયોગમાં,
" નહિ જ સત્ય ગણાય કદિય તે;
" રહી ગઇ સ્મૃતિ એહ વિશેષમાં,
" નવ બીજી કંઇ ઝાંખી થતી દીસે ! ૫

---

જડવાદ અને ચૈતન્યવાદનાં કારણો પ્રથમથી આ વિરોધ રાખી રહ્યાં છે. અપેક્ષાની ભિન્નતાથી વસ્તુતઃ ઉભય સત્ય છે.

શ્લોક ૫.

**સુખ જે સ્વરયોગમાં**—એકાગ્રતાની સ્થિતિમાં નાદથી જે સુખ–આનન્દ પ્રાપ્ત થાય છે તે. પથિકને આ સુખાનુભવ પૂર્વે થયો છે. '**સ્મૃતિ**' માં બતાવ્યું તે પ્રમાણે.

ખેંચાયું ત્ય સુચન સ્વરમાં, **હર્ષઘેલું** બનેલું
પન્થી કેરૂં ઉર **અધીરૂં** તે,

શ્લો૦ ૪, પૂર્વાર્દ્ધ.

**નહિ જ સત્ય ગણાય**—'તિમિર' આવા આનન્દાનુભવ માટે એવું કારણ આપે છે કે, એ સ્વરયોગનો અનુભવ વાસ્તવિક સત્ય નથી કેમકે,

**રહી ગઇ સ્મૃતિ......**——તે સ્થિતિની કોઈ વસ્તુ પ્રત્યક્ષ જણાતી નથી પણ કેવલ ત્હેની સ્મૃતિ જ શેષ રહી છે. વ્યંગાર્થમાં—ભૌતિકશાસ્ત્ર તો સ્થૂલ શોધના પરિણામરુપ વિમાન, નાદયન્ત્રાદિ સુખનું પ્રત્યક્ષ પ્રમાણ બતાવે છે, પણ આ 'સંગીતધ્વનિ' ની શોધમાં વાચકને સ્થૂલ રીતે તેવું કોઇ પણ સુખનું સાધન મળ્યું નહિ.

"**નિરખી જો મુજસંગ સુખો ભર્યા,**
"**વધુ વધુ રસને ઉપજાવતાં;**
"**મૂરખ! છોડ એ તત્વની ભ્રાન્તિને,**
"**ચલ સુખે મમ સાથ ભૂશાન્તિમાં!"** ૬

---

શ્લોક ૬.

**નિરખી જો મુજસઙ્ગ......**—એકાગ્રતાની સ્થિતિ ચુકાવી 'તિમિર' પથિકને આ લોભ બતાવે છે. શ્લોકના પૂર્વાર્દ્ધને યથાર્થ સ્હમજવાને માટે **'સ્નેહમુદ્રા'** નો **'અભિસારિકા'** નો કાણ્ડ અવશ્ય વાંચવો.

"એ ચમકાર સમે થઇ લેજો સફગ નેત્ર, સફ઼ નેત્રવતા!
"જોજો ઘડીભર, રમજો ઘડીભર, ભૂવિલાસ થાજો કરતા!"
શ્લોક ૨.

**વધુ વધુ રસને ઉપજાવતાં**—શ્રવણ, સ્પર્શાદિ વિષયોને એક એકથી અધિક રસદ માન્યા છે.

**મૂરખ! છોડ......**—જેમાં સુખ નથી ત્હેમાં સુખ માની લે છે માટે બુદ્ધિહીન. તત્વજ્ઞાન એ કેવલ ભ્રાન્તિ છે માટે એવી ભ્રાન્તિને છોડી દે.

**ચલ સુખે મમ સાથ......**—પ્રતિબોધની ક્રિયારુપે 'તિમિર' પથિકને પોતાની સાથે 'ભૂશાન્તિ' માં આવવાનું સૂચવી બન્ધ થાય છે. બોધનું ઝાંખું પરિણામ શ્લોક ૭–૮ માં બતાવ્યું છે, પણ ત્હેનું સંપૂર્ણ વર્ણન **'દ્વિતિયધ્વનિ'**માં જણાશે. 'તિમિર' ના શબ્દો આથી વધુ કેમ હોઈ શકે? એટલે ધ્વનિ હેતુપૂર્વક પણ સ્વાભાવિક બન્ધ થાય છે.

થયું અચેતન ચેતન જે સ્વરે,
અધિક ઉત્ક્રમ સંગીતને સુણી;
કથન ત્યાં નવ પૂહોંચ્યું તિમિરનું,
પણ પ્રતિધ્વનિ ઇન્દ્રિયને થયો. ૭

---

શ્લોક ૭.

**થયું અચેતન......**—'અચેતન' એવો દેહ અને જડતત્વો સૂદ્ધાં સ્વરયોગથી સાક્ષાત્કારની સ્થિતિમાં ચેતનરુપ જણાયાં. 'પ્રથમ-ધ્વનિ' ને અન્તે અદ્વૈતની ભાવના પથિકમાં યથાર્થ રોપી; અને સ્વ-દેહનાં જડ જણાતાં તત્વો ચૈતન્યરુપ છે એમ દર્શાવ્યું. પથિકની આથી પણ અધિક ઉત્ક્રાન્તિ કવિ ગર્વથી 'સંગીતધ્વનિ' ને માને છે.

**કથન ત્યાં નવ......**—વિવેકથી દૃઢ થયેલા 'સંગીતધ્વનિ' ના તત્વજ્ઞાનમાં જડવાદના સિદ્ધાંતો ફલિત થતા નથી એવો વ્યંગ છે. સાક્ષાત્કાર પછીનું એકાગ્ર મન 'તિમિર'થી ડોલાયમાન થતું નથી પણ ત્હેની અસર ઇન્દ્રિયોપર થાય છે, અને પરિણામે તેજ વિષયોમાં ખેંચી જાય છે.

यततो ह्यपि कान्तेय पुरुषस्य विपाश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

ગીતા૦ અ૦ ૨, શ્લો૦ ૬૦.

શ્લોક ૮.

**સ્વસ્થૂલ સ્મૃતિ**--પથિક પોતાની સ્થૂલ શરીરની સ્થિતિ ભુલી ગયો હતો. 'સ્મૃતિ'માં જણાવ્યું તેમ

ભૂલી સ્થિતિ સ્થૂલ શરીરની દિવ્યજ્યોત્સ્ના પૂઠે,

શ્લો. ૪, તૃ. પં.

**સ્વરસ્થૂલ સ્મૃતિ સતેજ થઇ કંઈ,**
**મૃદુમૃદુ તહિં ધુણીપ્રકાશને;**
**સ્વરપ્રભાવ જતાં ફરીથી થયો,**
**પથિક ભિન્ન, સ્વરૂપથી પૂર્વના. ૮**

---

આ સ્થૂલની સ્મૃતિ 'મૃદુ મૃદુ ધુણી પ્રકાશન્'થી જાગૃત થઈ. પથિક સ્થૂલ સ્થિતિમાં 'યોગી'ના કાણ્ડમાં જણાવ્યા પ્રમાણે,

ક્ષીણ ચન્દ્રની જ્યોતિના સમી
બળતી એક ધુણી હતી ઝીણી,

શ્લો૦ ૨, પૂર્વાર્દ્ધ.

—એ ધુણીથી તંબુરાના સ્વરો સંભળાય એટલે દૂર બેઠો હતો.

**સ્વરપ્રભાવ જતાં**—આત્મગુગ્જન બંધ થતાં વ્યંગાર્થમાં કવિ એમ માની લે છે કે 'સંગીતધ્વનિ'નો આ 'પ્રથમધ્વનિ' પૂર્ણ થયો એટલે વાંચક પૂર્વે જે વ્યવહારિક સ્થિતિમાં હશે તે જ સ્થિતિમાં પાછો આવી જશે. તોપણ કવિ એટલું માનવા પ્રેરાય છે કે 'પોતાના પૂર્વ સ્વરુપથી' પથિક આન્તર વૃત્તિઓમાં ભિન્ન થશે. કાવ્યનો ભૂતકાળ 'થયો' નિશ્ચયાત્મક છે. 'પથિક' એ (૧) વાચક પોતે, (૨) જગતનો અનુભવ લેવા નિકળેલો વાર્તાનો નાયક, અને (૩) 'સ્નેહાઞ્જલિ' માં જણાવ્યું તેમ

તેવે જો કો' સૂચન કરતું અન્તરે, ગીતમિષે,
ને મ્હેં સુણ્યું સઉ ધીરજથી—

શ્લો૦ ૪.

---

'પ્રથમધ્વનિ' માં આવતાં ટીકામાંનાં સહાય્યક કાવ્યો કર્તાનાં પોતાનાં જ છે. 'હૃદયપુષ્પાંજલિ' પ્રકાશમાં આવી ગઈ છે. 'પ્રેમ–વીણા', 'ઊર્મિ', અને 'આદર્શજીવન'ના લેખો હજી અપૂર્ણ અને અપ્રકાશિત છે. 'દ્વિતીયધ્વનિ' હવે પછી પ્રગટ થશે.

# મણિભાઈ હરિભાઈ દેશાઈ કૃત

**ગીતાઞ્જલિ** (ગદ્યપદ્યાત્મક ગુર્જર ભાષાન્તર). કવીશ્વર રવીન્દ્રનાથ ટાગોરની ઇચ્છાથી કરવામાં આવેલું મૂલ બઙ્ગાલીનું સરલ અને રસિક ભાષાન્તર. કવિની સુન્દર આકર્ષક છવિ સાથે. ક્રાઉન ૧૬ પેજી. રૂ. ૧–૪–૦

**હૃદયપુષ્પાંજલિ.** ગીતાઞ્જલિ જેવાં અન્તર્ભાવપ્રેરિત કાવ્યોનો સમૂહ. ક્રાઉન ૧૬ પેજી. રૂ. ૦–૧૨–૦

**પ્રભુભક્તિ.** વેદાન્તના સૂત્રોને ભક્તિની દૃષ્ટિથી બહુ જ સાદી અને વ્યવહારિક ભાષામાં સ્પષ્ટ કરનાર, "મુમુક્ષુઓને માર્ગદર્શક" અધ્યાત્મિક ગ્રન્થ. રોયલ ૧૬ પેજી. રૂ. ૧–૦–૦

**રાષ્ટ્રીયગીત** યાને દેશભક્તિનાં કાવ્યો. હિન્દી અને બઙ્ગાલી રાગરાગિણીમાં લખેલાં "સ્વદેશ–પ્રેમનાં કાવ્યોથી છલકાતું" ન્હાનું પુસ્તક. રોયલ ૧૬ પેજી. રૂ. ૦–૧૦–૦

જીવનલાલ અમરશી–અમદાવાદ.

# મણિભાઇ હરિભાઇ દેશાઇ કૃત

**કવિ ટાગોર** ( પૂર્વાર્દ્ધ ). કવિ રવીન્દ્રનાથ ટાગોરનું આછું જીવન—'કવિ ટાગોરની જીવનસ્મૃતિ'. હેમનાં કાવ્યો, જીવન, અને વિચારોનું સાહિત્યદૃષ્ટિથી સંયુક્ત અવલોકન. ગીતાંજલિનાં પદ્યાત્મક કાવ્યો ઘણાં ખરાં આવી જાય છે. કવિની બે સુન્દર છવિ સાથે. રોયલ છતાં ક્રાઉનની સ્થિતિમાં. રૂ. ૧–૪–૦

**સંગીતધ્વનિ**—પ્રથમધ્વનિ. સાહિત્ય, જ્ઞાન, અને કવિત્વ-શક્તિથી ઝલકતું સંપૂર્ણ રાગધ્વનિ કાવ્ય. વેદાન્ત અને તત્વજ્ઞાનનું સમ્મિશ્રણ સ્વાભાવિક રીતે–અને તે પણ કાવ્યમાં વાર્તારુપે, વાચ્ય, વ્યંગ, અને ધ્વનિમાં મૂકનાર. ખાસ તૈયાર કરેલાં સુન્દર ચિત્રો સાથે. બે જૂદી જૂદી આવૃત્તિઓ. રૂ. ૨–૮–૦ અને રૂ. ૨–૦–૦

---